

# રાસ્ત-રોશની

યાને

## જુઠા ઝઘડાનો સાચો જવાબ

—નં૦ ૧ લો.

અવસ્તા:—

"વનઇતિ અકેમચ મનો, વોહુ મનો તદ વનઇતિ;
વનઇતિ મિથ્ઓખ્તો વાક્ષ. અરેજુખ્ધો વાક્ષ તેજ વનઇતિ."

અર્થ:—જુઠા સખુન મારશે, યાને ના-રાસ્તી દુન્યામાં ખરાબી કરશે, પણ સાચા સખુન આખરે તેને શીકસ્ત-કરશે.

(જમ્યાદ યશત, ક૦ ૯૬, કાગા.)

કમતરીન લખનાર:

એરવદ, એરચશા બમનજી દસ્તુર-કુમાના.

સુરત.

સને ૧૯૨૫

‘ દર જેહન્નમ મીરવદ અઝ પાએ ખુદ મર્દે દરૂગ,
ઉમર કોતેહ મીકુનદ હર કસકે મીગુયદ દરૂગ;
નિસ્ત અસર ઉરા અગર દાનેસ્તે કદમ મીઝનદ,
અઝ પેહર નતવાંન શોમોર્દ ઉરા કે મીગુયદ દરૂગ;
ઈન ઝમીને તંગરા વસઅત નમી યાબમ દીગર,
તાએ કુન અએ જમશીદ અરકસ ગુફતકે મીગુયદ દરૂગ.”

( દસ્તુર જમશીદ એબને જામાસ્પઆશા. )

અર્થ:-“જુઠું માણસ પોતાના પગે કરીને પોતેજ દોજખમાં જાએ છે, અને જે કોઈ એ રીતે જુઠું બોલે છે તે પોતાની ઉમરને ટુંકી કરે છે, અને જે જાણી જોયને જુઠું-બોલે તેને માટે એમ જાણવું કે તેને માટે બુન્યાદી નથી, વાસ્તે અએ જમશીદ! એ વાતથી તું પાછો ફરીને બીજો રસ્તો માપ, કાંય કે એ જુઠાઈની તંગ જમીનને વધારીને તું બીજી લાંબી કરી નાહી શકવાનો, અને એ અગત્રડની તંગી ભરેલી વાતમાં બીજું વારે બયાન કરવાનો ફાયદો પણ તું નહિં જોવાનો.”

# દીબાચો.

**અષામ અહુર મજદ** સર્વે શકિતમાન **સાહેબોના સાહેબ મીનો-આને-મીનો મજદ**ની મહાન મેહરો-મદદો માટે ઉપકાર માનીને, આ મારા કમીના લેખ બાબે દીબાચામા થોડોક ખુલાશો કરીશ.

સુરતના નાહ્નાદારૂજીએ આ કમતરીનો નામનું ઘણુંજ અણઘટતા અતેરાથી ભરેલું ચોપાન્યું ચાલુ સાલનાં પ્રગટ કર્યું છે, આ ચોપાન્યુ કેવી હદનુ શું દલીલનુ? ને કેવી ના-સાજ ભાષાથી ભરપુર છે, તે માટે સર્વે સમજદાર વાંચકોએ જે મત બાંધ્યું છે, તે મારે વર્ણવવાની હવે અગટ ી, ખચ્ચીત આવા બે-વજુદ ચોપાન્યાનો જવાબ આપવાની જરૂર શી? આવું અમારા ખેર ખ્વાહાંઓનું વાજબી મત હતું!

મારે જણાવવાની જરૂર છે જે, આ નાહ્નાદારૂનુ ના-સાજ ચોપાન્યું જેમા તમામ ખોટા જુઠા ઉપજાવી કાઢેલા પુરાવાને જો **નો-કોઠાં** કરીએ તો, તે માટે જો મોટુ દીલ દેખાડી ચુપ રહીયે તો, આ ઉપજાવેલી દલીલો ભવિષ્ય માટે બહુજ સંતાપને સિતમ આપનારીજ થાએ, તે હમારા હમકલામ ભાઇઓને અનુભવ સિદ્ધ છે.

તે આ દાખલા**થી** જોઇ શકાસે જે, સુરતના શેઠ વકીલ સાહેબોના કદમી **પાક** આતશ બેહરામ, જે હમારા વડવા **દસ્તુર સોહરાબજી રૂસ્તમજી કુમાનાની દેખરેખ** વડપણની આગેવાનીમાં બરપા **થયા, જે** તવારીખી બીના સર્વેને જાણીતી છે. તેના પુરાવા રૂપ દસ્તાવેજો તેમ તમામ પારસી તવારીખના સર્વે પુસ્તકોની મુસ્તકીમ નોંધોની ગુવાહ છે. તેમ **સદરહુ** પાક આતશ બહેરામની તખ્તીમાં પણ આ મુજબે **બએતમાં લખ્યું છે.**

"**હમ** અઝ સઇએ દસ્તુર સોહરાબ રાદ,
પરસ્તેશ-કદેહ શુદ અજબ બા મુરાદ"

**અર્થ:—"મોટા મનના** દસ્તુર સોહરાબની કોશેશથી (આ) પરસ્તેશનું મકાન મોરાદ પ્રમાણે અજબ રીતે (બરપા) થયું."

તે વેળા દસ્તુર શોહરાબ રૂ૦ કુમાના,ની આગેવાની ને વડપણમા આતશ બેહરામમા ક્રિયા કરનાર નાહ્નાદારૂના મોબેદ સોહરાબજી ઇજવામાં હમશરીક હતા, આ તેઓનું સોહરાબજી દસ્તુર કુમાનાનેજ મળતું સોહરાબ નામ હતું, તે

નામના પોતાનાજ નાલ્લાદારૂ આતશ બહેરામના દસ્તુરને તેઓનીજ આગેવાની ને દેખરેખ હતી. આવું ખોટું હાલના નાલ્લાદારૂઓએ ઠોકી બેસાડયું! અને તે બહાને અનેક ઝઘડાને સંતાપ ભરી સતાવણી શરૂ કરી તેના પુરાવામાં તખ્તીમાનુ નામ દસ્તુર સોહરાબ તે પોતાનાજ નાલ્લાદારૂ છે, આવું જુઠા ઝઘડાથી સમજાવવા લાગા છે.

દસ્તુર સોહરાબ ૨૦ કુમાનાના બાપનું નામ તખ્તીમા નહી હોવાથીજ નાલ્લાદારૂઓએ આ જુઠાણાને જોષ આપવા માટે ઝઘડો શરૂ કર્યો. દસ્તુર સોહરાબ ૨૦ કુમાના માટે હમારા બુઝર્ગોથી સીનાદર સાંભળતા આવ્યા છીયે, જે તેઓ બહુજ ઉદાર વૃત્તીના શાંત તેમ **મોટા મનના** હતા; અને તેના યાદગાર પુરાવા રૂપે, આતશ બહેરામની તખ્તીમા પણ **મોટા મનના** લખ્યુ છે. અને તેઓના મોટા મનનો પુરાવો જે તખ્તીમાં તેઓના નામ આગલ બાપનું નામ નહી લખાયું તો તે બાબે આ **મોટા મનના** દસ્તુરે પોતે કશો વાંધો નહિ લીધો અને પોતાના મનની મોટાઇનોજ ગોયા પુરાવો આ મુજબે મુકી ગયા.

આ **મોટા મનના** દસ્તુર સોહરાબ ૨૦ કુમાનાનો મોટા દીલ ગુર્દાનો ફેજ હાલ હમને આ રીતે જવાબ આપવાની ફરજમાં આણ્યો! યાને એક ફક્ત તેઓના બાપનું નામ આપેલું નહી હોવાનો લાભ લઇ, હાલના નાલ્લાદારૂજીઓ જુઠી રીતે જંગે મયદાન જગાડે છે, ફક્ત આટલા માટે, તો હાલનું એઓનુ ચોપાન્યુ વગર જવાબે જો પાસ થઇ જાએ તો ભવિષ્યમાં હમારી અઓલાદોને કેટલું બધું ખમવું પડે? તેનો ખ્યાલ આવશે.

ખોદા પાકની કરમ બક્ષેસોથી હાલે હમારા ઘર કુટુંબમાં છ, બાળક બેટાઓ છે, જે સર્વેને હમારા બાપીકા પવિત્ર પેશામાંજ નાંખવાનો હમારો હાલ વિચાર છે, આ બાળકો પોતાના બાપીકા પેશામાં પેશકાર થાએ ત્યારે, નાલ્લાદારૂના આ હાલના નાહાજ ચોપાન્યાથી તેઓની સતાવણીને સંતાપ કેટલો વધે, જેમ દસ્તુર સોહરાબ ૨૦ કુમાનાએ મોટું દિલ દેખાડી એક નામ માટે વાંધો નહી દેખાડયો, તે આંટલી નાહની બાબતને લઇને આવો મોટો ઝગડો હાલના નાલ્લાદારૂઓ કરે છે. તો એઓના ઉપજાવેલા જુઠા પુરાવા માટબી જો દસ્તુર સોહરાબ ૨૦ કુમાના પેઠે મોટુ મન દેખાડયે હાલે હમો તો ભવિષ્યની પ્રજાને તે કેટલું હાનીકારક? આ અને આવા વિચારોથીજ મારે નાલ્લાદારૂજીઓને જવાબ આપવાની આઇન ફરજ પડી છે અને તેથીજ આ કમતરીને જવાબની હારમાળા શરૂ કરી છે જેમ

કરતા મેં તદન સાચ્ચુજ, સંગીન, તેમ કંઇક, કટક, કડવું, પણ વિવેક તજીને તો લખ્યું નથીજ. નાલ્લાદારૂજીએ જ્યાં મને ગાળો આપીને લખાવ્યુંચ, ત્યાં મેં તક મળતાં વલતા આશીર્વાદ આપ્યા છે! જ્યાં મારી નાલેશી કરી છે, ત્યાં મે નમ્રતાથીજ વર્ણવ્યું છે. મહાત્મા કબીર કહે છે તેમ મારે તો ફુલ અદા કરીને કાંટાવાલા માટે, કાંટા પડતા મુકીશ.

તુજકુ બંદ કોઇ કાંટા દે ઉનકુ દે તું ફુલ,
કાંટા વાલેકુ કાંટો ઓર ફુલકું મીલે ફુલ.

સાચી બીના જાહેર કરતાં હું અચકયો નથી, જુઠી બીનાઓને જુઠી તરીકે જાહેર કરતાં હું ડર્યો નથી. દરેક મારા જવાબોના સત્તાવાર પુરાવાનો પ્રથમ સંગ્રહ કરીને મેં કામ લીધું છે.

અત્રે મારે એક ખુલાસો કરવાની અગત છે. મારૂં આગલું ચોપાન્યું "સુરતના કદમી આતશ બેહરામનાં દસ્તુરનો કિસ્સો" આ ચોપાન્યું કોઈબી નાલ્લાદારૂ સામે મે નહિજ લખેલું. તે તો માનવંતા આપણા અકાબરે અફસર વકીલ સાહેબને નામનું હતું, તેનો જવાબ નાલ્લાદારૂઓએ ભાડ ભાષામા મને આપીને, જાણીતા ખાનદાને અફસર અકાબરે-માનવંત સુરતના વકીલવાલા સાહેબોની નહિ ઇચ્છીવા જોગ આડકત્રી અપમાન ભરી હાલત કરી છે. સબબ આ નાલ્લાદારૂના ચોપાન્યાથી અનેક સાહેબોએ શકમંદ થઇને મને જણાવ્યું, કે "આ ચોપાન્યામાં વકીલવાલા સાહેબોનો આડકત્રો હાથ હશે." જેથી આ બાબે ભાર દઇને મને જણાવવાની જરૂર છે, જે **નાલ્લાદારૂના આ ના-સાજ ચોપાન્યામાં વકીલવાલા સાહેબોનો મુદલે હાથ નથી,** તેવો માનવંતો તો આ નાલ્લાદારૂના ચોપાન્યાથી ઓર **નાખુશ થયા છે.** તેમ આ કમતરીનના આગલા ચોપાન્યાથી પોતાની ખરી ખાતરી થયે, હવે તેઓ માનવંતો આ નાલ્લાદારૂના જુદા ઝગડામાં કદીબી હાથ નાખશે નહિજ એમ ખાતરીથી માનવું!

ખોદા કરે ને આ મારા અદના લેખથી ખરી રૂડી રાસ્ત-રોશની બરપા થાએ. ઇનશાન ભુલને પાત્ર છેજ, જેથી (હમારી કે પછી) **નાલ્લાદારૂ સાહેબોની** ગફલતી કે ભુલ જે હોએ તે ભાવે, કચરો, કડવાસ, કંકાશને, રાસ્તી સેવાના સદ્ગુણ સચ્ચાઇથી દફેદુર કરી નેક વિચાર, નેક સખુન, નેક કામમાં આગલ વધી! બદ વિચાર બદ શખુન, બદ કામથી દુર રહી! બુરી સરજત બરબાદ કરી, ભલી સરજત બરપા થાવ!!

તે દાદારે પાકના બુલંદ આશીર્વાદ સર્વેને હોજો!!!

**કમતરીન** કર્તા.

# શુદ્ધિ પત્રિકા.

| પાનુ નંબર | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૮ | પક્ષત | વક્ષત |
| ૧ | ૧૭ | એ | એ |
| ૨ | ૨૧ | આવું. | ૦ |
| ૪ | ૬ | પદ્યતિશતતએ | પદ્યતિશતાતએ |
| ૪ | ૧૧ | લખનાર | લખાવનાર |
| ૪ | ૧૮ | અ ક | અનેક |
| ૪ | ૧૯ | ગોડવણ | ગોઠવણ |
| ૫ | ૭ | ફડમો | ફડચો |
| ૫ | ૮ | વિચારાની | વિચારોની |
| ૬ | ૧ | પાતાની | પોતાની |
| ૭ | ૨૫ | નામાના | નામામા |
| ૮ | ૮ | વષોની | વર્ષોની |
| ૧૧ | ૭ | વખોડનારવો | વખોડનારના |
| ૧૫ | ૧ | બનકો | મનકો |
| ૧૭ | ૧૧ | પઢતા | લઢતા |
| ૧૮ | ૩ | ૧૦૧૭ | ૧૯૧૭ |
| ૨૩ | ૧૧ | કમ | કર્મ |
| ૨૫ | ૧૬ | મોએદ | મોએદે |
| ૨૭ | ૬ | આ વેહવાર | અવેહવાર |
| ૨૭ | ૧૪ | તાસુખી | તાસુબી |
| ૩૨ | ૧૧ | બાદાદમા | બામદાદમાં |
| ૩૨ | ૧૯ | ઘટતા | અણઘટતા |
| ૩૩ | ૧ | નાલ્લાદારએ | નાલ્લાદાર |
| ૩૫ | ૨૮ | ૧૯૫૭ ના | ૧૯૫૭ માં, |
| ૩૮ | ૨૬ | કર્ | ૦ |
| ૪૦ | ૬ | બજા ચ | બજાવીચ |
| ૪૧ | ૫ | અમલ | અસલ |
| ૪૫ | ૨૩ | ગઓર કરી | ગઓર ૦ |
| ૪૬ | ૨૨ | જબાનને | જુબાને |
| ૪૯ | ૩૦ | કબુલીમે | કબુલીને |

અષામ-અહુર-મજદ.

# રાસ્ત-રોશની

યાને,

## નાલ્લાદારૂના જુઠા ચોપાન્યાનો

## સાચો જવાબ. નં. ૧.



**અવસ્તા:-યેજી અદાઇશ અષારુ જેમ વેં'ગ્રાહુઇતી, હયત આંસષુતા યા દઇબિતાના ફ્રાખ્તા અમેરેતાઇતી દએવાઇશચા મષ્યાઇશચા, અત તોઈ સવાઇશિ વહુમેમ પક્ષત અહુરા.**

અર્થ:-જ્યારે અશો સદ્‌ગુણી માણસ પોતાના પરોપકારી કામોથી, તથા રાસ્તીથી દરૂજ યાને દગાઇ-જુઠાઇને મારશે તથા જે ચીજો દેવોથી તથા બુરા માણસોથી દગાઇ તરીકે જાહેર થયેલી હતી તે જ્યારે તેના ખરા આકારમાં બહાર આવશે ત્યારે અએ અહુરમજદ તારી પરસ્તેશ તેથી ઉપજતા ફાએદાઓ સાથે ફેલાવો પામશે.

( સ્પેન્તોમદ ગાથા, હા. ૪૮, ફ૦ ૧, કાંગા )

ખુદા પાકની ખલકમા તે સાહેબે બેશકતી પોતાની અજીમ કુદરતથી પેદા કરી છે. આ બે મહાન કાર્ય કરતી શકતીથીજ આ સૃષ્ટિનો સર્વે કારોબાર નીયમસર રોજે અઉવલથી ચાલુ છે. આ બે શકતીને આપણાં પાક મજહબમાં, "સપેના મીનો અને અંગ્રેહ- મેન્યુ" જેનું કાર્ય દુન્યાની પેદાએસમાં ઉન્નતી, આબાદી, આસાની, આકેબત, જ્ઞાન, ડહાપણ, ને રાસ્તી, સચ્ચાઇ, વીગેરે સર્વે સદ્‌ગુણો આ ભલા મીનોસપેન્તામેન્યુને હવાલેનું દરેક કાર્ય છે, જ્યારે એનાથી ઉલટો બુરો "અંગ્રેહમેન્યુ" જે શકતીનું દરેક કાર્ય ઉપલી ભલી દરેક શકતીથી તદનજ ઉલટું, યાને વૃદ્ધીની સામે નાશ, બરબાદી, દુઃખ, સંકટ, કજીઓ, ટંટો, કાવતરૂં, જુઠાઈ, ને ના-રાસ્તી, પ્રીતનો-ફેસાદ, અભીમાન, આપબડાઇ, તકોબરી-બુંદઇ, વીગેરે છે. આપણા

પાક જાત પેગામબર સાહેબે પોતાનું ફરમાન ગાથામાં ખુલ્લું આપેલું દીસે છે, જ્યાં તમામ બુરા "અંગ્રેમેન્યુ" સામે તેની ના-રાસ્તી અને જુદાઇ જાહેર કરતી બુરી શકતી સામે દરેક બસ્તેકુસ્તી યાને રાસ્તીથી સત્યતાને સચ્ચાઇના બલથી સચ્ચાઇ માટેજ લડત ચલાનીને ભલા સપેનામીનોની સંઘમાં સમાવા, જુદાઇને તોડવાનું, જા-બજા ફરમાવેલું છે. જુદાઇને તોડવી એ દરેક સાચ્ચા જરથોસ્તીને તે સાચા જરથોસ્તી તરીકે આઇન ફરજ અવસ્તામા વર્ણવેલી છે. આવી એક ફરજ હાલ આ કમતરીન લખનારને ફાલે કુદરતી આવી છે.

## એક નીંદક નીર્લજ નાલાએક ચોપાન્યું.

ભાઈ સોરાબ મેહરવાનજી નાલ્લાદારૂ જે, આ કમતરીન લખનારથી અરધી ઉંમરનો છે, જેને આજ તુલીકમાં કશુએ જાહેરમાં લખ્યું હોએ એ આપણી જાણમાં નથી. ( અને હવે પછી જો કોઇ ભાડુતી લખનાર પાસે લખાવી પોતે જાહેરાત મેળવે તો આપણે અજબ થશું નહીં ! ) તેના જેવા એક નાદાન છોકરાને (ઢેડનું ગાડું !) આગલ પાડીને પ્રકટકર્તા તરીકે, તેને "એરવદ એરચશા બમનજી દસ્તુર-કુમાનાના ઓરંગા" આવા નામનું અતી નીર્લજ નાલાએક નીંદક ચોપાન્યું પ્રકટ કર્યું છે, તે લખાવનાર કે આ નાદાન છોકરો તેનો લખનાર નથીજ. તેઓમાં જાહેર લખવાનું પાણીજ નથી, આ નાદાન છોકરો શોરાબ નાલ્લાદારૂ શું લાયકાત ધરાવે છે.? તે તો જે, તેના સંબંધમાં આવે તેને રોશન છે. એક ગ્રહસ્થ પોતાને લગતી અંગત બાબત માટે, મજકુર છોકરાને મલ્યા હશે, તેઓ બા-પોકાર જણાવે છે કે "સકાર સલુક વના વાત કરવાનો વિવેક કે વકુફ જે ધરાવતો નથી, તે આવું ચોપાન્યું તે શું લખે ? યા પ્રગટ કરે ? એ તદન માનવા યા બનવા જોગ નથી" તેમ તેના લખાવનાર પણ પોતે, જાહેરમાં એકબી સંફો સહી સુદ્ધ લખી શકવાની શકતી કે સમજ ધરાવતા નથીજ ! અને તેથીજ તેઓએ ભાડુતી કોઇક લખનારાઓની મોટી મદદ મેળવવા માટે સુરત-શહેરથી તે-નહાનપરા, અને મુંબઇમાં, છેક ભાયખલેથી-કોટ તુલીક પોતાની મદદગાર ફોજ ભાડુતી ઉભી કરી પણ, તેથીએ કશું તેઓનું સાર્થક થયું નથી. જ્યારે આ કમતરીન તદનજ એકલો અને વળી મુસ્દાર તે ફક્ત એક યઝદાંને પાકનીજ એકલી મેહેરો-મદદથી, જુદાણાંની સામે ફકત સચ્ચાઇ જાહેર પાડવાને હીંમતથી હક અદા કરવાની ફરજ સમજે છે. અને તેમ રાસ્તી માટે રાસ્ત રાહે આ "રાસ્ત-રોશની" વાંચક વર્ગને તોલ કરવાને તક આપવા તે દાદાર પાકની એકલી હીંમતને કુમકપર ઉસ્તવાર છે. જેમ શાહના-

મામાં ફિર્દોશીની આને લગતીજ બેત મહાન સાએર નીચે મુજબ લખે છે, જે કોઇબી આપબળ પર ઉસ્તવારને . એકલા યઝદાંને પાકનો આસરો મેલવનારને બહુજ હીંમત ને શુર આપનારી તે વાંચનાર સાહેબ તમને પણ કોઇક વેળા હીંમત આપસેજ.

અગર સદ સવારન્દ મગર સદ હજાર,
ફઝુનીએ લશ્કર ન આયદ બકાર.
શુમારા બુવદ યાર યઝદાંને પાક,
સરે દુશ્મનાન અંદર આરમ બ ખાક.

માએનીઃ—સો યા સો હજાર સવારો હોએ તો ફીકર નહિ, લશ્કરની મોટી સંખ્યા કાઇ કામ આવતી નથી, જો પાક યજદાન આપણા યાર થાએ છે, તો દુશ્મનનાં સર આપણે ખાકમા લાવીશું “ફિર્દોશી”

બચિત્ત ઘણી ફોજની ભાડુતી મદદ સાથે આ “ઓરંગા ચોપાન્યું” લખાયું પણ તેને કશું પણ મેળવ્યું નથીજ બલકે ગુમાવ્યું છે, અને નક્કી હવે પછીબી ગુમાવસેજ! તેનો સબબ જાણીતો છે, આ નાણા-દારૂઓ એ જુઠી બીનાને સાચી તરીકે દેખાડવી છે, અને જે પાએદાર સાચું છે તેને જુઠું જણાવવું છે, યાને કુદરતના ને સત્યતાના કાયદાથી ઉલટું કરનારને ફાયદા કે ફત્તેહ ક્યાંથીજ હોય ? અરે તે ટકી પણ ન શકે.

સત્ય વીના તકરારમાં તું ટકસે નહી ભાઇ,
કલમ કોરડી કેમ લખે ખડયામા નહી શાહી.
( કી દા. એ. તારાપોરવાલા )

## ઓરંગા ચોપાન્યુ લખનાર શાક્ષર.

નાણાદારૂએ પ્રકટ કરાવેલું નીદક ચોપાન્યુ જેમાં તેના લખનારનું નામ નથી, લખી આપનાર ભાઇએ પોતાની લેખણ શકતીને લાછન લગાડી છે, આ લેખક શાક્ષરે પોતે આવું છુપે હાથે લખીને કસીબી પોતાના કુટુંબની કે કોમની સેવા તો બજાવીજ નથી, બલકે શેહતાન્યતને સાહેતા આપીને બુરા ગનામીનોનું કજ્યા કંકાશનું કાર્ય તેને પોતાને ફાલે લીધું છે. આ વીદ્વાન ગણાતા શાક્ષરે જો ચીત્રની બીજી બાજુ જોઈ હતે, બંને કાને સાંભળ્યું હતે અને તે પછીજ પોતાની કાએલ્યતથી જુદાઈ કયાં છે? શું સાચું છે? તેનુ તોલ કર્યું હતે, તેમ કરીને નીષ્પક્ષપાતપણે, સુરતના કહમી હમકારના મજલુમ મોબેદોને ઇન્સાફ આપતે ! તો તેઓ પોતાની

આ હયાતીમાં આ'શીર્વાદ ! અને ગુજરવા પછી તેમની નેકનામીમાં યાદ અને અરાધના થતે ! જેમ અશો નર "ઉસ્માનર" ની યાદ આજે પણ દરેક ફરોક્ષી ભણનાર અથોરનાન તેને કુદુંબી કજ્યા કંકાસને નાસ કીધો તેના હેસાનમાં નીચે મુજબ અરાધે છે.

અવસ્તાઃ--અપઓનો ફ્રવષીમ ગજમઇદે ઉસ્માનરહે પયેપતંઘહો-
પઇતિ-સ્રીર પઇતિશતતએ નાફયો-કરશતાહે તબએપંઘહો.

અર્થઃ-સગાવ્હાલાથી ઉત્પન્ન થએલી ખરાબીની સામે થવાને માટે પએપતંઘ પઇતિસ્રિરના છોકરા અશો ઉસ્માનરના ફરોહરને હમો માન શાથે અરાધ્યે છીએ.

( ફરવરદીન યશત ક૦ ૧૨૦, કાંગા )

## ઓરંગા ચોપાન્યું લખનાર કોણ ?

ઓરંગા ચોપાન્યું પ્રકટ કરનાર અને લખનાર પછી તેના લખાવનાર સાહેબ બાબે ખુલાશો કરવાની જરૂર છે. આ નીરતેજ ચોપાન્યું લખાવનાર સુરતના શેઠ વકીલ સાહેબના કદમી આતશ બેહરામના હાલના નવા ને નાણાદાર કુટુંબના પહેલા દસ્તુર **મેહરવાનજી ફરદુનજી નાણાદાર** એઓ સાહેબને દસ્તુરી દરજ્જાનો ઘણાક વર્ષોથી શોખ હતો અને દસ્તુરી મેળવવા માટેની વર્ષો આગમચની કોશેશ બહુ કાળજીથી કરી રહ્યા હતા, જેના અ ક પુરાવા આપી શકીશ. તેઓ સાહેબ, દસ્તુર તરીકે ૧૯૧૭ ના સાલમા કદમીના મરહુમ દસ્તુર સોરાબજી રૂસ્તમજી દસ્તુર-કુમાના ગુજરી ગયા ત્યારેજ પોતાની વર્ષો આગળથી કરી રખાયલી ગોઠવણ પ્રમાણે દસ્તુર થયા ! દસ્તુર મહેરવાનજી નાણાદાર સુરતના કદમી આતશ બહેરામના સર્વે કુલ મોબેદમાં પોતાની વર્ષોની વર્તણુંકમાં ઘણાજ અપ્રીય પુરવાર થએલા ( જુઓ અથોરનાન નામુ સફે ૭૨૩-૭૨૭, મા સર્વે કદમી મોબેદાની શહીના દસ્તાવેજ )

સેવા વિના કોઇ પણ સત્તા પામી શકતુંજ નથી, પોતાને શું એક સત્તા કે અખત્યાર હોય એવી ખાલી મગજની ધુંધમા એઓએ સર્વેની દીલશોજી ખોએલી હતીજ, એઓ સાહેબની જબાન બે અખત્યાર રીતે બોલી જવામાં બહુજ બહાદુર છે, અને જેમ બે અખત્યાર બે હીસાબ બરાડા 'મારીને સદરહુ પાક આતશ બેહરામનો દ·વાજો ગજાવતા આવ્યા છે, આબાદ તેજ ઢબને તેજ રીતીનિતીનો નમુનો આ એઓએ લખાવેલા ચોપાન્યામાં મોજુદ યાદગાર પુરાવા રૂપે આપણને પેશ કર્યું છે.

જેમ અનેક જુઠી ડીંગો અને ઉપજાવી કાઢેલાં ખોટા અનુમાનોના અવાજને વારંવાર વર્ષોથી પાક આતશ બેહરામનો મુખ્ય દ્વાર ઘોંઘાતથી ગાજી રહે છે. તેવુંજ આ એઓનું લખાવેલું ચોપાન્યું, **પહેલાં પાનાથી લઈને છેલ્લાં પાના તુલીક ખોટી જુઠી ઉભી કરેલી દલીલોને જુઠા દમદમાત** દેખાડવાના જુઠા પછાડા છે કે નહિ? તે વાચનાર સાહેબને હવે પછી તોલ કરવાને બની આવે કરીને એઓની દરેક દલીલો વગર પાયાનીનો ફડમો કરીશ, તે કરવા આગમજ એક અંગ્રેજ કવીની આને મળતાંજ વિચારોનો વાચવા જોગ બે લીટી રજુ કરીશ.

**Nonsense and noise will oft prevail,**
**when will power and wisdom fail.**

યાને:—"જ્યારે મનોબળ શક્તિ અને ડહાપણ નીસફળ થાએ છે, ત્યારે અક્કલ વનાના ઘોંઘાત બકવાદ વારવાર વ્યાપી રહે છે."

એઓ સાહેબે લખાવેલુ જુઠો ચકચારનું નીર્લજ ચોપાન્યું જેટલું **રાસ્તીથી વેગળું**, તેમજ જ્ઞાન વગરનું **અજ્ઞાન ફેલાવનારૂં**, અને તેનું પરીણામ શું આવશે? તેનો ખ્યાલ કે દરયાફત કર્યા **વીના** પોતાની સાલની શોભાને તથા સુખને, તે શાથ પોતાની ભવીષ્યની અઓલદને પણ હાની અને દુઃખ પોહોચાડે તેવું, કોઈબી પોતાની પીઠેના કે ભવીષ્યના કે તેના **અંજામનો** કસોણી વીચાર વિના બહુજ બેહુદ્દુ ને **પોતાનેજ ભારી પડનારૂં** લખાવ્યું છે.

સરે રાસ્તી દાનેશ આમાદ ન ખુરત,
ખનક આનકે ઝ આગાઝ ફર્જામ જુસ્ત.

અર્થ:—રાસ્તીનુ મુળ શરૂઆતથીજ જ્ઞાન છે, સુખો તે આદમી કે જે (કામની) શરૂઆતથીજ તેના છેવટ ઉપર નેગાહ રાખે.

"શાહ બેહરામ ગોરના શખુન"

ખુદા પાક સર્વેને જ્ઞાન અને ડાહપણુ બક્ષો! બુરાગનામીનોની બુરી શક્તિ બરબાદ થાવ! ભલા સખેનામીનોની નેક શક્તી બરપા થાઓ! એવી દરેક દુવા સાથે પ્રારંભના આ ટુંક ખુલાશા પછી હવે આ દસ્તુર મહેરવાનજી નાહ્નાદાદાએ લખાવેલાં "......ઓરંગા" ચોપા-યાની તપાસ રજુ કરીશ, અને તે આગમજ તે દાદાર પાકનુ નેક નામ લઈને વાંચનાર સાહેબને મારી તપાસનુ તોલ કરવાને તેના સાચવટનુ સ્મર્ણ કરાવવા, જાણીતા કવીની કવીતામાં તે કવીનાજ બોલમાં આ

કમતરીન પોતાની સાચા એતેકાદની ને સાચુંજ વર્ણવાની સાફ દિલથી નમ્ર કબુલાત આપુ છું.

ન—લખીશ નિતી તલ માત્ર તજી,
ન—લખીશ શબ્દ દીલ દૂશ સજી.
ન—લખીશ જુક્તિ કરી જુઠ જરી,
ન—લખીશ ધર્મ નીજ દુર કરી.
( કવી દલપતરામ )

'ખુદા પાક રાસ્તીનો સાહેબ તે સાચાને કદી પણ ડુબાડસે નહિજ ! ને જુઠાને જયકારી કદી આપસે નહી.' હમારા મુરબી મહેરબાન નામ્રાદાર સાહેબો ! પોતાના ચોપાન્યામાં હું આગળ પ્રારંભના ખુલાશામાં લખી ગયો તેમ, **પહેલા પાનાથી લઇને છેલ્લા પાના સુધી તદન ખોટુ ને જુઠું ઉપજાવી કાઢેલું** ગાળ ગલોચને જુઠી નીંદા ભર્યું લખાવ્યું છે, કોઇબી ખરા દસ્તુરી ખાંનદાન ખાસ્યત ખમાર ધરાવનાર કદાબી જાહેરમાં આવું લખાવે નહિજ ! જો તેમાં ખરૂ દસ્તુરી દાહવત યા ખરી દસ્તુરી અઓલાદ કદીબી આવું નીર્લજ પ્રગટ પાડે નહિજ. હલકા બોલ બોલવા ને હલકી ભાષામાં નિર્લજ રીતે લખવું એ નબલા માણસનુંજ વર્તન છે. કવી તુલસીદાસ પોતે લખે છે.

તુલસી છોટે નરસે કબી નહો બરી બાત,
જ્યું પાવશેર કે પાત્રમે કબી ન શેર સમાત.

કવી લખે છે તે ખરૂંજ છે, કે જેમ પાશેરના વાસણમા શેર માલ સમાએજ નહિ, તેમ નહાની નબળી હલકી ખાસ્યતના માણસ ઉંચ ઇબારતમાં કદી ઓચરી શકે નહિ.

એ ઓ સાહેબના (......"ઓરંગા") નામનાં ચોપાન્યામાં જુઠાઇની શરૂઆત ખુલાશામાં ૧, લા પાનાથીજ શરૂ થાએ છે.

## અથોરનાન નામુ

પ્રથમમાં અથોરનાન નામુ પ્રકટ કરવાનો હેતુ ખોટો દર્શાવ્યો છે, "અથોરનાન નામુ" એને આપણે "ભાગશાળી નામુ" કરી કહેસું, ભાગ્યશાળી આટલા માટેજ કે તે રૂ૦ ૧૦ ની કીંમતનો દળદાર પોથો પ્રગટ થતાંની સાથેજ ખપી ગયો છે. આજે તેની ડબલ કીંમત આપતાં પણ એક નકલ મળતી નથી. તેની બીજી આવૃતિની ભારે માંગણી ચાલુ છે, મુંબઇના ફક્ત એકજ વર્તમાનપત્ર સિવાય તેને તમામ રોજીંદા

કે અઠવાંડીક તેમજ માસીક વીગેરે દરેક પેપરે મુબારકબાદી આપી છે, તેના વીદ્વાન પ્રકટ કરનારની ભારે જેહમતની કદર કરી છે. દરેક વીદ્વાનો, દસ્તુરો, શાસ્ત્રરો, તેને ખુબીથી જોનારાઓના પ્રસંશા પત્ર તેના લખનારને વગર માંગવે મળેલા છે, તે નામવર નામુ લખનાર લખાવનાર કે પ્રકટ કરનાર, આ કમીનો નથીજ તેને ખાસ આગ્રહથી આશરો આપી લખાવનાર ધર્મ પિતા કલકત્તાવાળા મરહુમ શેઠ જમશેદજી ફરામજી માદન **C. B. E.** જેઓ કલકત્તાના શાહ સોદાગર સખી સાહેબે દોલંત તેઓ હતા.

નાશાદારૂના ઓરંગાવાળા ચોપાન્યામાં અથોરનાન નામાનો સુરતનો ખાસ ખલભલાત **અને તે** ૧૯૧૭, ના સાલ પછીની નાશાદારૂની નવી દસ્તુરીનો દરજી ઝઘડો, તે બાબેનો ટુંક ઈન્તેખાબ તેમાં આવ્યો છે, તે તમામ **દસ્તાવેજી દલીલના ને નહિ તોડી શકાય તેવા પુરાવા જે નાશાદારૂ સાહેબની** આપ બડાઈ **અને** બાપદાદાની દસ્તુરીની ડંફાસ ડીંગને જડ મુળથી ઠંડ કર્યા છે. સર્વે સાચી વિગતનો પ્રથમ સંગ્રહ કરી તેના ખાતર જમા પુરાવા પ્રત્યક્ષ ધરીનેજ, તે બાબે સચાઇ પકડીને સાચી હકીકત ને રાસ્ત વિગત દરેક રાખીને પછીજ પ્રકટ પાડયું છે. તેમા નાશાદારૂના દસ્તુરજીની નિષ્ફળ દસ્તુરીના દોરને તોરનો સહેજ ખ્યાલ (ડંફાસથી તો નહીજ પણ) **દસ્તાવેજી દલીલો**ના આધારે પ્રકટ કર્યા છે. જેમા ઉમેદ માત્ર આટલીજ, કે ભવીષ્યમાં કોઈપણ દસ્તુરીની ઉમેદવારી ઇચ્છનાર ચેતે-ચોંકે કે, સેવા સાહેતા સ્વભોગ વીના દસ્તુરી દઇવિત, ખાસ્યત, ખમીર વીના દસ્તુરી ઇચ્છે તો તેવા ઉમેદવાર જેમ પોતાને તેમ કોમને પંથને કે પાક મકાનને લાભ આપી કદી ઉપયોગી નહિજ નીવડે. આવું પ્રકટ કરી તે વિદ્વાન કર્તાએ ભવીષ્યને માટે મોતેબર ધડો લેવા જોગ તવારીખ રજુ કરી, કોમના દસ્તુરો માટે ખાસ દાખલો દેખાડયો છે.

આથી દસ્તુર નાશાદારૂને નારાજ થવાનું કારણ બરપા થયું, અને તેથીજ તેઓ અથોરનાન નામાના તેઓ બાબેની સાચી તવારીખને કસીબી રીતે રદ કરી શકયા નથી, ખોટું પુરવાર કરવાની કસી બીના કે કોઇબી ઇલાજ ન હોવાથીજ "અથોરનાન નામા" માટે અને તેના વીદ્વાન પ્રગટ કર્તા માટે બેહુન્દા બખાલા કાઢે એ તદનજ સંભવિત છે, અને તેથીજ તેના વેરના વીખવાદમાં જેમ ગમે એમ જેને તેને ઘણાક નિર્દોષોને પણ પોતાના ભાડુતી લેખક પાસે ભવાયા પેઠે ભાંડ ભરડાવી પોતાની હાલત વધારે વકુદ્દ વનાની દુન્યાને દેખાડી છે.

## અથોનાન નામાની શરૂઆતનો સમો અને નાલ્લાદારૂની નવી દસ્તુરાઈ.

દસ્તુર મેહરવાનજી નાલ્લાદારૂની દસ્તુરી ૧૯૧૭ નાં સપ્ટેમ્બર માંસમા પહેલી બરપા થઇ, જ્યારે અથોર નાનનામુતો તેના ઘણા વખત આગળથી લખવાનું શરૂ થયું જે બાબેની મદેહ નજરને કાર્ડો તે આગળથી છપાએલા આજે મોજુદ છે. જ્યારે નાલ્લાદારૂની નવી દસ્તુરીયો દરૂજી ફેસાદ તો ત્યાર પછી ઘણે વખતે બરપા થયો તો, આ દસ્તુરીના ફકટ ફેશાદને માટેજ કોઇબી લખનાર તેના સંબંધ સમાગમમા નહિ તેઓ શું ૭-૮, વર્ષોની વેટ એક નાનકરી બાબત માટેજ ખાસ લગભગ ૯૦૦૦૦, નેવું હજાર લીટીનો ભારે ભડાર રજુ કરે, એ શું કોઇબી સમજુ વાચનાર કબુલશે ! શું તેવું પ્રગટ કરવાનીજ નેમપર આ નામવરનામુ લખનારને કોઇબી મદદ આપી શકે ? શું આ દસ્તુરીનો દરૂજી ઝઘડો પ્રગટ કરવાનીજ નેમ હતે તો ફકત તેટલીજ વીગત પ્રગટ પાડતા કોણ રોકી શકનાર હતું ? સાચી તવારીખ રજુ કરવી એ શુદ્ધા તવારીખ નવેશની ફર્જ છે, તેવી ફર્જ અદા કરતા, તે અથોરનાનોના તમામ ટોળાની યાદગાર સેવા બજાવનાર "અથોરનાન નામા"ના કર્તા, જેઓ પુરાતન ભરૂચના દસ્તુર ખાનદાનની નશલ ધરાવનાર, ને દસ્તુરાને-દસ્તુર મુલ્લાં ફીરોજ જેવા મહા વીદ્વાન દસ્તુરની ખિશકારીમા સમાએલા **એરવદ મેહરવાનજી ખુરશેદજી બેહરામ કામદીન-દસ્તુર** ને, નાલ્લાદારૂએ પોતાના પાપની સજા તેઓ પર ગુજરાવા લાગા છે.

### જુઠાણાની પહેલાં પાનાથીજ શરૂઆત.

(...ઓરંગા ચોપાન્યામાં લખ્યું છે, "ઘણાક સાહેબો પર જુદા કાર્ડો તેમજ ચીઠ્ઠીઓ લખી. જ્યારે હમો નાલ્લાદાર ઉપર જુઠાઈ એ તેવું કશુંએ ન મોકલતાં, અરે એક કાળો હરફ વ઼ીક......નહિ."

આ ઓરંગા ચોપાન્યાની જુઠી વીગતો પહેલા પાનેથીજ શરૂઆત થાય છે. વાંચનાર આપ હવે ખરી બીનાથી વાકેફ થશો દસ્તુર મહેરવાનજી નાલ્લાદારૂ પર બે વાર છાપેલી મદેહ નજર મોકલી જ્યારે તેનો કશોએ જવાબ નહિ મળ્યો ત્યારેજ ૧૯૨૦, ના શાલમાં કલકત્તાના મરહુમ શેઠ ર૦ કા૦ બનાજી સાહેબના આદરાનનાં હાલના પંથકી એરવદ કેખશરૂ રૂસતમજી કોહીના, સુરત આવ્યા તેઓ પાસે મોઢે મોઢું ખાસ પુછાવ્યું, જેઓ જણાવે છે કે "મોબેદ મહેરવાનજી નાલ્લાદારૂને હમે મોઢેથી અથોરનાન નામામાં વીગત

આપવા એ વાર જાતે કહ્યું અને તે વેલા એક વખત હમારી સામે એરવદ અરદેશર દાદાભાઈ બહેરામ કામદીન સામે ઉભેલા હતા, અને મને જવાબમાં મોબેદ મેહેરવાનજી નાલ્લાદારએ કહ્યું જે "હમારી વીગત જગજાહેર છે" તે લેઓ.

આ શાહી પુરાવા શાથની વાત આજે આપણા દસ્તુર ગણાવાનો દાવો કરનાર જાહેરમાં ના પાડે છે. અને **તદન જુઠું લખે છે કે,** "કાળો હરફ વટીક નહી" આ મુજબ પહેલાં પાનાથીજ તદનજ ખોટું જુઠું જાહેરમાં લખાવે છે, તો એઓ સાહેબના મોંદે ના બોલવામા ને ખાનગી વાતચીતમા કેટલી સાચવતની આપણે આશા રાખવી ?

આ બાબે હમ જાતે તપાસ કરીને લેખીત ખુલાસો મેળવ્યો છે, અને તેનો પત્ર વહેવાર; નાલ્લાદારનું જુઠાનું પુરવાર કરનારા પુરાવા મોજુદ દેખાડી શકીશ.

હવે આપણા નાલ્લાદારએ જવાબમાં કહ્યું કે "હમારી વીગત જગ જાહેર છે તે લેઓ" જે વીગત જગ જાહેર અને વળી દસ્તાવેજી પુરાવા સર્વ કદમી મોબેદોની શહીની મોહર મારેલી યાદગાર ! યાદગાર વીગત, અથોરનાનનામાના કર્તા સાચી તવારીખ રજુ કરે તો તેમાં તેમનો શું કસુર ?

આપણા શાહ નામામાં ઝુહાક, અફ્રાસીયાબ, કસરેવજ, તુર, સેલમ, અર્જાસ્પ વીગેરેની તવારીખ માટે આજ કોઈબી શાએરફિરદોશીને ઠપકો આપતું નથી, અને તે પણ તેના મરણ પછી; તો અથોરનાન નામાના કર્તાએ એક શુદ્ધ તવારીખનવેશ તરીકે પોતાને પુરવાર કરવા ને તદન સાચ્ચી તવારીખનો કડવો પણ સાચ્ચો સંકો જે તેના મુળ ભંડારમાનો તો થોડોજ બહુજ થોડો ! રજુ કર્યો છે, તે બાબે તેઓને ઠપકો શા માટે હોએ ?

શું આ યાદગાર અથોરનાન નામામાં કશું ખુબી ભર્યુ. તત્વ કે જ્ઞાન ગુણ નથી ? આપણી ગુજરાતીમાં એક કહેવત છે, **"જ્ઞાની ગુણ ગોટવામાં રોકાએ છે—મુર્ખ ખોડ સોધવા પડી જાએ છે"** એક ફારસી સાએરની બયેત આ બાએની વાંચવા જોગ છે.

કમાલો સેદકો મોહબ્બત બે બીન ન નસો ગુનાહ,

હરકે બી-હુનર ઓફતદ નજર બ અઇબ કુનદ.

**અર્થ:—**હરેક કોઇ નાબી સારા હુનરો, તથા તેની સચાઇ, અને તેની મોહબ્બતને જોતા રહેવું, નહિં કે તે નામા કસી એબ તથા ગલીચી હોએ તેને જોઇએ, કાંય કે જે કોઇ બીન હુનર હોએ છે, તેજ **બીજાઓની એબ કહાડતો ફરે છે.**

ઘણાં આવા યાદગાર ગ્રંથોની સ્થાપના સમયે આથી સખત વિરૂધતા વ્યાપેલી સર્વે અભ્યાશી વાંચકોને જાણીતી છે દસ્તુર મુલ્લા ફીરોજની પ્રગટ કરેલી નામાચી કેતાબ "દસાતીર" જે પાછળથી રાસ્ત કેતાબ તરીકે યાદગાર રહી છે.

તેમજ કદમી પંથના સ્થાપક દસ્તુર દારાબ કુમાનાનો નામાચો ચેલો ને જરથોસ્તી ધર્મ જ્ઞાનનો યુરોપમાં પેહલો પાયો નાખનાર વીદ્વાન "મો૦ આંકેટીલ ડુપેરોં," જેને સુરત ખાતે ૪૦ સ૦ ૧૭૫૫, મા આવી પોતાના **ઉસ્તાદ દસ્તુર દારાબ** પાસે વર્ષો તુલીક જરથોસ્તી ધર્મ જ્ઞાનનો ઉંડો અભ્યાશ કરીને, તેને પોતાના હમ વતન પેરીસ ખાતે જઇને જે ઝંદ અવસ્તા બાબેના મોટાં બે દળદાર દફતર, ૧૭૭૧. મા પ્રકટ કર્યા, તેની સામે પણ સખત વીરૂધતા વ્યાપેલી, મજકુર વીદ્વાન લગાર ગરમ મીજાજનો હતોઃ તેના પુસ્તકને તમામ તે વેલાના લખનારાઓએ ઉતારી પાડયું હતું. જે પાછલથીજ તેના મરણ બાદ તેના પુસ્તકો સાચાં તરીકે આજતુલીક યાદગાર છે, આ બાબે પ્રોફેસર ડામસ્ટેટે પોતાના એક વિષયમાં લખે છે કે " આંકેટીલના વાક ખાતર ઝંદ અવસ્તાને, અને અશો જરથોસ્તને ખમવું પડયું. "

અરે ! આપાણું યાદગાર અમર શાહનામુ તેને પણ શાહ મહમુદ ગીઝનવીના એક વજીર હસને મેમંદીના હસદખાર વીખવાદને ખાતર ખમવું પડયુ ! તેના મહાન સાએર લેખક ફિર્દોશીને ઠરવેલી કીંમત વડીક નહિ મળી ! અરે તે બાપડા ! વિદ્વાન ફિર્દોશીને તેની મેહનતનું દામ નહિ મળ્યું તો નહિ, પણ તેને ગીઝનાથી હાલ હાલ પાંઉ પ્યાદા છુપી રીતે નહાસી જવું પડયું. પણ આખરે સચ્ચાઇ પ્રકટ થઇ અને તે જુઠા પેલા હસને મેમંદી વજીરે પોતાને લાએકનું યાને તેને ગરદન મારવાનુંજ ઇનામ મળ્યું આ બાબેની બયેત વાંચવા જોગ છે.

ચુ,ફિર્દોશી આન મર્દ વાલા ગોહર
ગમીન શોદ ઝે મેમંદીએ બીહોનર
અઝીઅત બસી ઝાન ફરમાયેહ દીદ
વઝુ બી-સબબ રંજો હેરમાન કશીદ
તબીઅત મોકાફાત આગાઝ કર્દ
સરસ બાદમે તીગ અમ્બાઝ કર્દ

અર્થઃ—જ્યારે ફિરીશા જેવો બુઝર્ગ તોખમનો, પેલા બેહુનર મોઅ-મંદીથી ગમગીન થયો, અને તે કમીનાથી તેને ઘણું દુઃખ ને ઇજા દીઠી, અને તેનાથી વગર કારણે આટલું બધું દુઃખ બન્યું (ત્યારે પાદશાહની) તબીએતે ( યાને ગોયા કુદરતે ) તેનો બદલો લેવાનું શરૂ કીધું, અને તેના ( યાને હસને મયેમંદીના ) માથાંએ તલવારની અણી સાતે લડાઇ કીધી ( યાને તેને કતલ કીધો. )

શાહનામાને વગોવનાર વખોડનારનો આ ફજ થયોઃ—આપણે દુઆ ચહાસુ જે "અથોરનાન નામાને" વગોવનાર વખોડનારનું માથું ઘણુંજ ગ્નાન ડહાપણ સલુકાઇનો સિંનગાર પામીને કાયમ રહે !

આ નાહાદારૂઓએ લખાંવેલુ નિર્લજ ચોપાન્યું." **જેની હું દરેક લીટી અને દરેક લીટીની પુરેપુરી** ખબર લઇને સર્વે સચ્ચાઇ વિરૂદ્ધનું ખોટારૂ ખુલ્લુ પાડી શકીશ, અને તેમ કરતા મને બીજા આ"રાસ્ત રોશની" ના નંબર અંક આ પછી વધુ પ્રકટ કરવા પડશે. તે આગમજ હાલ આ બાબે થોડીજ બાબતનુ ખોટારૂ જાહેર પાડીશ, કે સમજુ વાચનાર થોડું વાંચે ને વધુ વિચારે યાદ રાખે, જેથી ભલા વાંચનાર આ કમતરીનનું કમીનું ચોપાન્યું વાચીને જાણવી શકશો તો ઠીક થશે, કે આ પછીના બીજા ચોપાન્યાના અંકોમાં વધુ જાણવાનુ આને લગતું મલશે.

## એક મરહુમ માનવંતનાં નામે ખુલ્લું ખોટારૂં.

આ "ખોરંગા ચોપાન્યાના" શરૂઆતના બે બોલમા. ૫, મે પાને આ મુજબ તદન જુઠું લખાવ્યું છે.

"ખાનબહાદુર શેઠ બરજોરજી વકીલનું કહેવુ છે કે મજકુર તમારા મુરબીઓ કુમાવાળાઓએ એઓ શેહીઆના આતશબેહેરામ સાહેબમાં કદી પણ, કોઇપણ રવેશે, કશું પણ—જેમ આલાતપર તેમજ ક્રીયા મારગ કે મીજલસ વીગેરેમાં તમો બકબકારો કરી રહ્યા છો તેમ—વડપણ ભોગ-વ્યુંજ નથી અને તેઓમાના કોઇ પણ કદી પણ તેવું કરવાનો હક પરવાનગી કે ઉપરીપણા અથવા દસ્તુરપણું કરવાની શાલ કે કશું અપાયું નથી,"

આ ઉપલું બે વજુદ અને તદનજ શરતાપા જુઠું લખાવનારને ખોદા પાકનો કે સુરતના સર્વે સમજદાર વાંચક વર્ગનો, ગા તો માનવતા શેઠ

વકીલ ખાનદાનનો જરાબી ડર કે ખોફ હોતે, તો આટલી બધી હદે તદન જુઠ્ઠું નહિંજ પ્રગટ પાડતે? અરે ઓ નાહ્નાદારૂ સાહેબ! મરહુમ ખાનબહાદુર શેઠ, બરજોરજી વકીલ સાહેબના નેક નામે, આવું એ અખત્યાર બોલવા કે જુઠ્ઠું લખવા આગમજ, તેઓ સાહેબ તેવું કયા બોલેલા કયા તે છપાએલું છે? કયાં તેવું પ્રગટ થએલું છે? કોણે સાંભળેલું છે? તેના હવાલો, તેનો પુરાવો આપતે! તોજ તે પર વાંચનાર તોલ કરતે અને તમારા લખવામાં વજુદ યા વજન માનતે!

એક ગુજર પામેલા માનવંત અકાબરનાં નેક નામનો **તદન ખોટો** જુઠો આધાર આપીને તેઓ બેહસ્તે-બેહરનું પાક રૂહુ તમે ગોયા કમકમાવ્યું છે! અને જે માનવંતનાં તમો બાલે બાલ પોશીદા કરજદાર છો, તેના હેસાનનો અવેજ તેઓના ગુજરવા પછી તદન તેઓને નામે આવું ઉપજાવી કાઢીને પ્રકટ પાડો, આવા મોટા મહાન અકબર માટે તો, વાંચનાર તોલ કરસો કે બીજા ગુજર પામેલા યા હયાત સાધારણ ગૃહસ્થોના નામના "ઓટા-બોરંગા" મા આ નાહ્નાદારૂ સાહેબો શું કરતા હશે? શું બાકી રાખતા હશે? હમો બાહિંમતથી જણાવ્યે છીયે કે, મરહુમ ખાન બહાદુર બરજોરજી વકીલે કેથે પણ આવું કહ્યુંજ નથી, તેવું કશુંએ આજ તુલીક તેઓના નેક નામે લખાયુ યા છપાયુ કે પ્રગટ થયુંજ નથી! અને તેવું બનીજ નહીં શકે. સબબ ખુલ્લો સર્વેને જાણીતો, જાતે જોએલો, અનુભવેલો તેના આજે જીવતાને બોલતા પુરાવા સર્વેને રોશન છે. શું ૧૯૧૭ ના, સાલ તુલીક સુરતના શેઠ વકીલ સાહેબના આતશ બેહરામ માં મીજલસનું ને તેની સર્વે ક્રિયાનું વડપણ કુમાવાલા દસ્તુરો નહિ કરતા? શું તે કોઇએ દીઠું નથી? ગયાં આઠ વર્ષના અરસામાં જાણે દુન્યા ઉલટાઇ ને નવીજ બની હોએ! અને જાણે આપણાં નાહ્નાદારૂ દસ્તુરજીની નવી પેગામબરીનાં આ નામીચા પેગામમાંજ, દુન્યાં બસ જે. એઓ સાહેબ જણાવે તે માનતી હોય તોજ માની શકે!

## ૧૯૧૭ ના સાલ તુલીક શેઠ વકીલના આતશ બહેરામનાં દસ્તુર-કુમાનાઓજ હકદાર દસ્તુર હતા.

૧૮૨૩, મા સદરહુ પાક આતશ બહેરામ દસ્તુર કુમાનાનીજ ક્રિયાની આગેવાનીમાં બરપા થયા છે. તેના લેખીત દસ્તાવેજી પુરાવા છે. દસ્તાવેજી દલીલ છે કે, કુમાના દસ્તુરની ક્રિયાની પેશકારી અને આગેવાની અને દસ્તુર શોહરાબ ર૦ કુમાનાની રાજી રજા મંદી બુઝ નાહ્નાદારૂના નામવર



વડીલ એરવદ શોહરાબ જમશેદજી નાહ્નાદારૂ અને સાથે તેઓના બેટાઓ અને સર્વે કહમી મોબેદો સમસ્ત, ઓએ શહી શાખના પાકા કરારથી કબુલી છે, અને ત્યાર બાદ તેઓના જાયા નશલનો પોતાની ફરજ અદા કરતા રહેલાના અનેક પુરાવા હવે પછીના ચોપાનીયામા દલીલથી વર્ણવીશ, ખુદ તમામ પ્રાચીન અર્વાચીન હિન્દની પારસી તવારીખના લેખો તેનો પુરાવો આપે છે, ' ૧૯૧૭ મા ગુજર પામેલા દસ્તુર સોહરાબજી બરશેદજી કુમાના દસ્તુરે જાહેર જશન વીગેરે વખતોવખત કરેલી ક્રિયાની નોંધો પડલી છે: અરે ખુદ મજકુર દસ્તુર શોહરાબજી બ૦ કુમાનાની આગેવાનીમાં ક્રિયા કરનારા તેઓની રજન જાહેર મીજલશમા લેનારા મોબેદો હૈયાત છે. ! તેમ સર્વે બેહદીનો દીન–આઇનની ક્રિયાઓમાં હંમેશ પામનારા ૧૯૧૭ તુલીક સદરહુ આતશ બેહરામમા નજરે નિહાલનારા શું જઇફ યા જવાન અરે આજે હૈયાત છે. ! અરે સુરતના સર્વે દીન બરદારાન જરથોસ્તી અદના આલા બચ્ચા બળા નરનારીઓ. આજ આપણા નાહ્નાદારૂની ધખારાની નવી કલપીત દુન્યામા નથી વસ્તા કે આ બધું બેહદ જુઠું તેઓ માની લે. આવું ભારે ભુલથાપ ભર્યું જાહેરમાં જુઠું લખવું, અને તે પણ એક ગુજર પામેલા મહાન મુખી અકાબરના નેક નામનો ખોટો નાપાએદર રીતીનો ઉપયોગ કરીને ! અરે કળયુગ ! આ ઘણા મોટા પોતાને માની લેતા "નાહ્નાદારૂ" ને ત્યા આટલો વેહલો કેમ આવ્યો ?

## ભલા વાંચનાર જરા વિચારશો ?

ઇ૦ સ૦ ૧૯૧૭ ના શાલ તુલીકના ભુતકાળના બનાવથી સુરતના દીનબરદાર સર્વે જરથોસ્તી ખાસો–આમ, તેમ તવારીખના લેખો વીરૂદ્ધ મરહુમ ખા૦ બા૦ બરજોરજી ન૦ વકીલ સાહેબ જેવા પાકા પ્રવીણ અફશર અકાબર, શું આવું બોલે ? એ તોલ કરશો ? જો મરહુમ અકાબરે માનવંત તેવું બોલ્યા હતેજ, તો આપણા "નાહ્નાદારૂજ" તેનો પુરાવો તેની તફસીલ આપવાને શું ચુક કરતે ? પણ તેવું કશુંએ નથી. પણ જ્યાં અહંકાર મમ્મતની ધુઇ લાગુ પડે, ત્યાંજ, આપણાં પાક અવસ્તામા વર્ણવેલા દરૂજે નશુસ "ફીક" ને કહરપ" યાને છતી જોતી આંખે આંધળાપણું, અને સાંભળતા કાને બેહરાપણાની હસ્તી વાસો કરે છે.

આપણે દુઆ કરશું કે કોઇબી આ દરૂજે નશુસની જાળમા ફસી પડયા હોએ તેને દાદાર પાક પોતાના ભલા 'સપેના–મીનોની' સાહેતા બક્ષી છોડવે ! જલદી છોડવે.



તેમજ એઓના "......ઓરંગા" ચોપાન્યાને પાને ૨૧, મે પણ ઉપલાંને મલતુંજ તદન જુઠું, વગર આધારનું ને કંઇબી પુરાવા વગર મરહૂમ ખા૦ બા૦ બરજોરજી વકીલના નામે વગર સબાદતે, શું આવું તદન જુઠું નહિ જણાવતે તો તે વના જીવી નહિ શકાતે? એક ગઝલ ગાનારાએ કહ્યું છે કે:--

"જુઠપે જીનેસે પ્યારે, સાચપે મરના ભલા.
મુફત માલ માંન મંગનેસ, ફિર્ના ફકીરી ભલા."

અરે! આટલી હદનું જુઠું જાહેર પાડનારાઓની સાચવટના સલુકનો ખ્યાલ તો વાંચનારને આ પરથીજ આવશે, કે આપણી કોમની કીર્તીના મહાન સ્થભો, જેવા કે સમસ-ઉલ-ઓલમા ડા૦ જીવનજી મોદી. અને હાલની પારસી તવારીખના કોમના સ્વીકારાએલા માનવંત પીતા તુલ્ય વિદ્વાન નરેસો શેઠ, ૨૦ બ૦ પેમાસ્તર જેવાઓને પણ પોતાના ચોપાન્યામાં કેવા ચીતાર્યા છે! તે વાંચક વર્ગ એઓના ચોપાન્યામાં જોયું હશે, તો આવું બેહુનદુ જગજાહેર વિદ્વાન સાહેબો માટે લખાવનારે જાણીના શેખ સાદીની નીચલી બયેત ગોખી રાખવી.

'બુઝોર્ગીશ ન ખાનદ એહલે ખેરદ,
કે નામે બુઝોર્ગાન બ ઝેસ્તી બરદ"

અર્થ:—જે ધણી બુઝોર્ગ તથા દાનાવ લોકોના નામને નાચાઇથી તથા તુંદાઇથી લે, તે ધણી અક્કલમંદ હોએ તોબી દાનાવ લોકોની નજદીક દાનાવમાં નહીં લેખાએ અને અને બુઝોર્ગ કરીને નહી કહેવાએ.

આએમ વિદ્વાન માણસો માટે અણઘટતું ને ના-સાજ લખ્યું છે, તો મારા જેવા નાચીજ" અને બીજા સારા સભ્ય ગ્રહસ્થોને તેમ ગુજર પામેલા નામીચા નરો માટે બી એટલું બધું બે-વજુદ ઉપજાવીને, સાથે ગલીચ ગાળો બાંડીને લખ્યું છે કે, સમજુ વાંચક વર્ગમા આ નાલાદાર સાહેબોની ને તેઓના ચોપાન્યાની લાયકાતની આ તકે ખરી કસોટી કુદરતીજ થઇ ગઇ છે!

આપણે દુઆ ચહાશું કે શરીર પર શાલના સીંગારનો શોખ ધરાવનારાઓ, મનનો સીંનગાર હવે પછી બી સારી રીતે સજે, અને બીજાની અએબ જોઇ ને બદલે પોતામાં શું છે, તેનોજ ખ્યાલ કરે.

"તનકો ધોહકે કયા ફગતા જો મનકો પહેલે ધોહ,
ઓર ઓરનકી છોડકે અપન આપ 'અએબ ખોહ.

"કબીર"

## "મુગા—બેહરા દસ્તુર."

નાહ્નાદારૂના ચોપાન્યામાં કશાબી દલીલ નથી. દલીલ હોએજ શું કે દેખાડે? અગરજો કંઈ વાસ્તીક દલીલ હતે તો હમો સર નમાવી સ્વીકારતે દલીલોની ગેરહાજરીમાંજ ગાળ ગળોચ બાપા અને તમામ જુઠું ભરત્યુ બર્યું છે, જુઓ એઓના ચોપાન્યાને પાને. ૬ ને લખે છે.

"આપના પેલા મુગા બહેરા અને અપટ દસ્તુરો તે કયાં? તે કોઈ આપના પેલા આકાશી દસ્તુરો કુમાવાલાના સગાજ કે? અને તેઓના નામ કઈ અનજુમન દે છે? આપની પેલી બારની ટોળકી કે?......તેવા દસ્તુર કોણે તમારા પેલા પુજ્ય વડીલોએ બનાવેલા કે?"

ઓ ભલા વાંચનાર, આ હડહડતું ઉપજાવી કહાડેલું જુઠું છે. હમો કમતરીન કુમાવાલા કે તેમના કદમી પંથના સ્થાપનાર કુટુંબમાં કોઇબી મુગાબેહરા માણુસ આજ તુલીક પેદાજ નથી થયા? ના. નહિંજ! હમારા કુટુંબમાં તો નહીજ પણ સુકર ખુદા પાકના કે હમારા આખા કદમી પંથના સર્વે સંકદ પાઘડી વગાવનાર અથોરનાન વર્ગમાં પણ નહીજ. અને જેમ નહીજ હતું તો તેથીજ તે કુમાવાલાની સાથે શું સગાઇ ધરાવનાર તે તથા તેનુ નામ. ને વીગતે વરણુન આપ્યા વના લોકમાં હમારા ભલા મોબેદ વર્ગને તેમ કુટુંબને તેમ ન્યાગાનો વડીલોને, જેમ જુઠી રીતે સતાવતા આવ્યાનું વર્ષોથી ચાલુ વરતણુ છે. તેવુંજ આ મુજબે ખોટી રીતે હલકા પાડવાને માટેજ આ લખીને, ખરેખર તો પોતાની વરતણુકનું માપ દુન્યાને દેખાડયું છે, જેઓ જાણુકાર છે, તેઓ તો જાણે છે. પણ અજાણુ વાંચનારને આવા જુઠા ફરેબી ફટવાથી ઘણુીક ખોટી રીતે દોરવવામાં આવે છે. એ સર્વે જુઠાં મકરથી કદાચ અજાણ ભોળા માણુશો અંજાઈ જાએ, પણ યાદ રાખજો! સાહેબો, કે આપણો સર્વે ભેદ તે દાદાર પાક તો જાણે છે. એક ફારશી સાએરની બએત આ બાબે તદન લાગુ પડતી નીચે મુજબની વાંચવા જોગ જાણી ઉતારૂં છું.

"સેરસ્ત હમે દાદારે ફલક મીદાનદ
ઉ મુઈ બ મુઈ રગ બ રગ મીદાનદ
ગીરમ કે બ ઝરક ખલ્કરા બે ફરીબી
બાઉ-ચે કુની કે યક બ યક મીદાનદ" (અવીજેહદીની)

અર્થઃ—"તારો સઘળો ભેદ ખલકનો પેદા કરનાર દાદગર દાદાર જાણે છે, અને તારા બાલે બાલની તથા રગે રગની તે સાહેબને ખબર છે, હું કબૂલ કરૂં છું કે તું મકરથી આલમના લોકોને તો ફરેબ દેશે, પણ તે ખુદાની સાથ તું શું કરશે? કે જે ઢાંકેલી તથા ઉઘાડી એકે એક તથા જરાએ જરા વાતથી તે જાણીતો છે."

## ૨૧૪, નંબરનું અથોરનાન નામા માહેલું ચરીત્ર.

નાહ્નાદાર સાહેબે પોતાના ચોપાન્યામા ઘણાકોને ગંભીર ગેર ઇન્સાફ કર્યો છે, તદન ખોટી રીતે તે સર્વેનો સામટા સરપાવ હવે પછીના મારા નં૦ અંકમા પ્રગટ થશે, તે આગમચ અથોરનાન નામાનું નં ૨૧૪ નું ચરીત્ર, જે સુરતમાના અંજુમનના યાદગાર પાક આદરાં, જે 'બાગે પારસા' ને નામે જાણીતું છે. તેના દસ્તુર માટે બેવજુદ ખ્યાલો કહાડયા છે, તેઓ માટે હાલ આપણે એટલુંજ જણાવીશું કે આ દસ્તુરના શુદ્ધ શાહી ભણતર જેવું ભણનાર આખા સુરતમા એકબી તેની જોડ નથી. મરહુમ ફાઝેલ ઉસ્તાદ દસ્તુર જમશેદજી કુકાદારૂની તાલીમ પામેલો તે રીયાજતી દસ્તુરનો ખાસ કલીફો. જેના શુદ્ધ શાહી અવસ્તા માટે ભલા ભલા વિદ્વાનો માન ધરાવે છે. એક વેળા પેલાં સર્વે મોબેદોમાં પ્રખ્યાત, બાહ્ય સાહેબ માણેકબાઇ રૂસ્તમજી દા૦ર જેઓ યજશને, વિસપર્દ, વંદીદાદના તમામ ભણતર ક્રિયા મોઢેથી માહેર તથા પોતાની જાતી પવીત્રાઇથી સર્વે પંથના અથોરનાનો માં જાણીતાં, તેઓની પાકી અવસ્તાની ખબરદારીથી અથોરનાન ભાઇઓ આ બાઇને "જોગન" ના ઉપનામી મલકાબથી બોલે છે, તે બાઇએ આ નં૦ ૨૧૪, વાલા ચરીત્રના દસ્તુર નવરોરજી એદલજી એકરી, માટે બા-પોકાર મત આપેલું જે 'મેં દરેક પંથના મોબેદોનું ભણતર તપાસ્યું છે. પણ આ દસ્તુર એકરી જેવા અવસ્તાથી ભણનાર એકે દીઠો નથી." આવું તે બાઇનું મત ઘણાકને જાણીતું અને હમારી જાણમા પણ આવેલું, તેવા ભણવામાં એક ખરા ખુબી ભર્યા ખબરદાર દસ્તુરની ઠેકડી કરી છે, તેઓની શાલબાબે હું ભવિષ્યમાં નાહ્નાદારૂનીજ શાલો સાથે સરખામણી કરી શકીશ, અને હવે પછીના મારા બીજા નં૦ અંકમાં રીગતે વરણવીસ, તે આગમજ આ કાબેલ પઢનાર બાબે ૯, મે પાને નાહ્નાદારૂએ લખ્યુ છે કે, "નીરંગદીનની ક્રીયામાં (સ્ટા. ટા.) સાડા ચાર વાગે "મરોદ, માડે તેવા મોબેદના પાવરડાપણા બાબે શું બાકું?"

આ સાડાચાર સ્ટા૦ ટા૦ ખાસ ખોટો લખેલો છે. બેશક આ દસ્તુરના બહુજ શહીશુદ્ધ અવસ્તાને તે સાથે મોબેદોના હોનરોમાંનો, ૧૧, મો અને ૧૨, મો હોનર સંપુર્ણ ધરાવે છે. ૧૧, મો હોનર **"નરમ-નુસ્ક"** યાને **અવસ્તાના** પદ **નર્મીથી,** તે દાદાર પાકની યાદ પુર નરમાસને આજીજીથી આસ્તેથી કરનાર. તથા ૧૨, મો હોનર **"રાસ્તા-અવસ્તા."** યાને એક માત્રા કે **અનુસ્વરનો** ફરક નાહ પડે એવું **શુદ્ધ**-શહી પઢનાર. આવું **શહી** શુદ્ધને એક અવાજે ને એક લઢણે આસ્તે પઢનાર માટે તેના આવા ઉમદા ભણતર માટે ખાસ ઠકડી થઈ **છે.** અરે! હમારા **અથોરનાન** ભાઈઓ આજે તો રાસ્ત-અવસ્તાની જગાએ **ફ્રાસ્ત-અવસ્તા** પઢવામાં જાણે ઉકમાઈ લે છે તેમ **"નરમ-નસ્ક"**ની જગાએ કેટલાકો ગોયા પઢવાની જગાએ પઢતા હોએ તેમ **ગરમ-નસ્ક** પઢીને બીજાની ઠકડી કરે છે! આ કળયુગના કાળે દીનમાં ફરમાવેલી તરીકટથી ઉલટી રીતો યાને, **નરમની જગાએ ગરમ,** અને **રાસ્તને બદલે ફ્રાસ્ત** ભણીને તેમાં શું એક કમાલ કરતા હોએ એવી ખોટી ઉકમાઈને વડાઈ,! ખોદાપાક આ પાપકર હમુને માફ!

## કદમી અંજુમનના વડા દસ્તુર જમશેદજી કુમાનાએ દસ્તુર મેહરવાનજી નાક્લાદારૂને પોતા તરફની સાલ આપી નથી!

નાક્લાદારૂના ચોપાન્યાને પાને ૧૦, મે આ મુજબે લખ્યું છે:—

" ઓ અથોરનાન નામના કર્તા અને એરવદ એરચશાહ કુમાના ખુદ તમારા પોતાના દસ્તુર **જમશેદજી** સોરાબજી તે હાલના તમારા દસ્તુરે પોતે દસ્તુર મેહરવાનજી નાક્લાદારનું આતશ બેહરામનું દસ્તુર પદ સ્વીકાર્યું છે અને તેના સ્વીકારમાં તમારા પોતાના દસ્તુર જમશેદજીએ તો ખુદ પોતાની તરફની શાલ પણ એનાયત કીધી છે તે છતાં દસ્તુર મેહરવાનજી નાક્લા-દારૂ દસ્તુર **નહી?"**

પ્રથમ **હું** પાક દાદારના નેક નામથી 'રાસ્ત-રોશની,' ને **આ** નવો ને ખરેખરોજ ખુલાશો વર્ણવું, તે આગમજ જણાવીશ કે, **દસ્તુર જમશેદજી કુમાનાએ દસ્તુર મેહરવાનજી નાક્લાદારૂને પોતા તરફથી સાલ આપી નથીજ.**



## દસ્તુરી માટે દસ્તુર મેહરવાનજી નાક્લાદારૂની દસ્તુર થવા બાબે વર્ષો આગમજની તૈયારી!

ભલા વાંચનાર, જેમ જરમન કયસર વિલ્યમે લડાઇ માટે વર્ષો આગમજની તૈયારી કરી દુન્યાને ખરાબ કરી એ આપણે જાણીએ છીએ. દસ્તુર

મેહરવાનજી નાહ્લાદારૂએ દસ્તુર થવા બાબે પોતાની વર્ષો આગમજ દરેક તૈયારી કરી રાખી હતી અને તે માટે, ગોયા મરહુમ કદમી વડા દસ્તુર સોરાબજી કુમાના, જેઓ ૧૦૧૭ માં બેહસ્તનશીન થયા તેઓના ગુજર-વાનીજ વાર જોવઇ હતી ! આ સાચ્ચી બીનાથી વાંચનાર વાકેફ થશે તો તમારી અજાએબીમાં તોલ કરવાની તક મલશે. !

દસ્તુર સોહરાબજી કુમાના ગુજરવાની ૧૦, વર્ષો આગમજ યાને ૧૯૦૭, ના શાલમા, આ કમતરીનના લગનની વાત (હાલના દસ્તુર મહેરવાનજી આગળ નીકળી, અને તે વેળા દસ્તુર મહેરવાનજીએ માગણી કરી કે, " દસ્તુર સોહોરાબજી કુમાના ગુજર પામે ત્યારે ( આ કમતરીન ) એરચ દસ્તુરી બાબે મને મદદ કરવી " "અને તેમ એરચ કબુલ થાએ તો" લગનમાં પોતાની દીકરી આપવી.

આ વીગત ૧૯૦૭માં જ્યારે આ કમીનો કલકત્તામા હતો ત્યારે મારા મરહુમ ભલા માતાજી સાહેબે મને લખીતી, જે બાબેનો તેઓ નેક માતાજીનો પત્ર વેહવાર રજુ કરી શકીશ. જેનો ઘટતી હદનો જવાબ મેં વાળેલો. આ બાબે જો કોઇ બી ના મુકર જાઇ, મને કલપીત રીતે ખોટો પાડવાની જુઠી મુસ્તાકી દેખાડે તો, હું હવે પછીના મારા બીજા નંબરના અંકો ચોપાન્યામાં તે સર્વે પત્ર વેહવાર રજુ કરીશ. અને તે વેળા મેહર-વાનજીને ત્યાં શું સંજોગે વાત નીકળી દ૦ મહેરવાનજીએ શું બાહેસ દેખાડી ? શું સવાલ જવાબ થયા ? તે કયો દીવસ હતો, તેનું તે પત્રમાં વરણન છે.



## દસ્તુર મહેરવાનજીની ૧૦ વર્ષો આગળની માંગણી મુજબ શાલ દસ્તુર જમશેદજીએ નહિજ પણ આ કમતરીને આપી હતી.

વાંચનાર સાહેબ આ પરથી જોસો કે કદમી વડા દસ્તુર સોહરાબજી કુમાના જ્યારે હૈયાત હતા ત્યારે તેઓના મર-ણની ૧૦ વર્ષો આગળની આ કમીના તરફની દસ્તુર મેહરવા-નજીએ જે માંગણી કરી હતી, તે માંગણી ૧૯૧૭, માં દસ્તુર સોહરાબજી, ગુજર પામ્યા. અને વર્ષો આંગળજની તૈયારીએ એરવદને પંથકી મનાતા હવે પેહલીવાર નાહ્લાદાર દસ્તુર મેહરવાનજી થયા ત્યારે, આ કમતરીને પોતે ૧૦, વર્ષો આગળની માંગણીનો ખ્યાલ કરીને, કુટુંબી વડાને અંજુમને

સ્વીકારેલા દસ્તુર જમશેદજી કુમાનાને હાથે શાલ અપાવી હતી અને, આ બાએ છાપામા પણ દસ્તુર જમશેદજીનુંજ નામ જાહેર થયું, જે દસ્તુર મેહરવાનજીના ઉપલી માંગણીની બાબત તેઓનું માન જાળવવા હમોએ ચુપકીદી પકડી આ બાએ હમુને આજ તુલીક, હમારા હમકલામ ભાઇઓનો તેમજ કુટુંબનો અને કદમી શીરકાના કેટલા બધા સાહેબોનો ઠપકો ને ગુસ્સો સાખવો પડ્યો છે.

આ મુજબે દ૦ મેહરવાનજીને હમે શાલ આપી છે, અને તેથીજ તેઓનું માન રાખી દસ્તુર જણાવામા હમુને કોઈ ભુલ કરતા માને તો પણ આ કમીનો, દસ્તુર તેઓને જણાવે તો વાંધા ભર્યું નહી થઇ પડે એમ માનીશ. દસ્તુરના દીકરાઓ યા નસલનાજ દસ્તુર આજ તુલીક કોમની એ માન્યતા મુજબ થતા રહયા છે. અને તેથીજ શેહનશાહી પંથના એક દસ્તુરના દીકરા મુગા બેહરા છતાં ગઈ સદીમા કોમના યેકીનદાર સાહેબોએ તેઓને દસ્તુર તરીકે માનેલા હતા.

પણ આ જમાનો જ્ઞાન અલમનો છે. અને ચાલુ રીવાજ વીરૂદ્ધ જેઓ દસ્તુરના બેટા નબીરા નહી તેવાનેજ જેન નવા દસ્તુર નેમે તો તેવા દસ્તુરથી કોમના સર્વે સમજદાર સાહેબો કઇ જ્ઞાન અલમની નવી આશા રાખે અને તેમા ખરૂં દસ્તુરી બમીર બારયત ધરાવનાર, ને દીન આઇનમા ખાસ ખુબી ભર્યો રાહબર દસ્તબર-દસ્તુર હોએ કે, જે આપણી દીનદારી પોતાના જ્ઞાન અલમથી વધારીને પોતાની તેમ આપણી જીંદગીની નેમ શું છે? તે શીખીને શીખાડીને જીંદગીની નાવ આપણી પાર ઉતારે, તોજ નવા દસ્તુર ખરા દસ્તુર લેખાએ, બાકી ઉદમણા પાએદસ્તની મીજલસ શાલ નાખેલા દસ્તુરથી કઈ ખરી શોભા ગુણ-જ્ઞાન વણા આવી શકે નહી, તેવાં શાલના પુતલા માટે, અને તેવાને માન આપનાર માટે એક મરહુમ કાબેલ દસ્તુરે બયેતમા પોતાના જણાવેલા વીચારો નીચલા વાંચી વીચારવાને યાદ રાખવા જોગ છે.

"એલમ પીનહા ગંજ બાશદ એલમ આંરા પીશરવી,
ઝીબદશ પશમીરો ખલઅત ફખરો જાએ ખસરવી.
ગર બા-એલમી ઈ ચુની સાઝદ અમલ મીસલશ ચુનાન,
ખુઝનેહ દર હલકે ખુદ ખુશીદ દોરરો ગોહરાન.
નેઝદે દાનાયાં ફરે ઓલમાં ચું શાહે બી હુનર,
હમચુ ખર બાશદ દેહન્દે ઇઝતશ બી દુમ્મે ખર,

**અર્થઃ—એલમ** છુપો ખજાનો છે, **અને** એલમ શીખેલાને આગલી હરોલમાં ચાલવું, શાલ ઓઢવી, ઉંચા પોશાકો પહેરવા અને દબદબા ભરેલી પાદશાહી જગાએ બેસવું જેબ આપે છે. અગર જો એલમ વગરનો એ મુજબે ચાલે તો એમ સમજવું. જે વાદરે ગોયા પોતાના ગલામાં મોતી તથા જવાહીરના હાર પહેરેલો છે, સબબ કે જેમ વાંદરને ઉચા ઘરેણા શોભતાં નથી, તેમ વગર બંડોલના આદમીને ઉચી જગાએ બેશવું, શાલ ઓઢવી અને આગલ ચાલવું જેબ આપતું નથી. દાનાવોની નજદીક વિદ્વાનોનો મરતબો એક પાદશાહ સરીખો છે, અને વગર શીખેલા બે-હુનરો ગધેડાની મીસાલના છે, અને તેવા ધણીને માન આપનારાઓ પુછડા વગરના ગધેડાઓ છે.

( દસ્તુર બહમન જમશેદ જામાસ્પઆસા )

## ૧૯૧૭ ની નવી દસ્તુરી બાબે લોક ચર્ચા.

દસ્તુર મેહરવાનજી નાહ્નાદારૂની દસ્તુરી ૧૯૧૭ ના સાલમાં કદમી આતશ બહેરામ સુરતમા પેહલીજ હતી, અને તે આગમજ એકજ દસ્તુર, જે કદમી પંથના સ્થાપક કુમાના દસ્તુર દારાબના વંસના સેલ સિલાથી ચાલુ ૧૯૧૭ તુલીક હતી, આ બાનાને જેમ સર્વે પારસી તવારીખ તેમ સુરતના બુઝર્ગોએ જોએલી જાણેલી તેમ, નવી દસ્તુરી નેમણુંક કરનાર મરહુમ ખા૦ બા૦ બરજોરજીનો વકીલે પોતે કીધેલાં ૧૯૧૭માં ભાષણમાં આ મુજબ બોલેલા છપાએલું મોઝુદ છે, જેમાં આ મુજબ છે. "**દસ્તુર સોરાબજી** ( કુમાના ) **ગુજરી જતા દસ્તુરીને બે ભાગમાં વેહેંચી નાખી.**" જુઓ જામે જમશેદ તા૦ ૧૫-૯-૧૭ તથા પ્રજાપોકાર તા૦ ૧૪-૯-૧૭ આ મુજબ **અસલથીજ જે એકજ દસ્તુરી હતી તેના બે ભાગ** થયા છે તે સર્વે દીનદાર જરથોસ્તીઓ બેગા, મરહુમ ખા૦ બા૦ શેઠ બરજોરજી વકીલ જેઓ પાક કદમી આતશ બેહરામના મુતવલી માલકનું છપાએલું મોઝુદ મત છે.

ભલા વાંચનાર આ મતનું આગળ કામ પડસે, અને આ ઉપલાં મતથીજ નાહ્નાદારૂના ચોપાન્યા માહેલાં અનેક જુઠાણામાનું એક વધુ જુઠાણું પુરવાર કરીશ, જેથી આ વાંચેલા પર નોંધ રાખશો.

હવે ચાલુ દલીલ લોક ચર્ચાની બાબતપર આવશું. દ૦ મેહરવાનજીની નવી દસ્તુરી બાબે લોક ચર્ચા મોટેથી ઘણી ચાલી કે મજકુર, "**નાહ્નાદારૂના બાપ બપાવા તો કોઇબી કદી દસ્તુર હતા નહી;** તો હાલ એઓ કોણની

દસ્તુરી પર આવે છે ? " અસલવારેથી ચાલતા આવેલા રીવાજ મુજબની માન્યતાના મુદ્દા પર આ ચકચાર ને ચર્ચા હતી, જેથી મેહરવાનજી નવા દસ્તુર થવે મુબમાજ કાંઈબી કદમી અથોરનાને તેઓની દસ્તુરી નહિ સ્વીકારી, નહીજ શાલ આપીતી. ત્યાં આ લોકમાન્યતાની રેવાજી ચર્ચાથી દ૦ મેહરવાનજીએ કછક દેખાડવું તો જોઇયે, કંઈબી જવાબ લોકમત સામે પેશ કરવા તેઓ દસ્તુર થવા પછી (તેઓના વડવા પણ દસ્તુર હતા !) આવા ખોટો ખ્યાલ આપવા કાજે અને તેમ કરીને આગલા દસ્તુર કુમાના દસ્તુરોની કિર્તા ને હકના ભોગે, પોતાની મતલબને અનુસરતુ હાલ ખોટું ઉપજાવી પ્રકટ કરી આગલી ઝુંએસ હાલ જંગી જુદા આકારમા રજુ કરીને ઉકમાઇથી તેમા કદમી અંજુમનનાં વડા દસ્તુર જમશેદજીને હાથે, આ

કમતરીને જે શાલ અપાવી છે, જે એઓની ૧૦ વર્ષ આગમજની માગણી મુજબ, તેની ખાસ ખોટી ઉકમાઇ જણાવે છે, પણ ફરી હું જણાવીશ કે દસ્તુર જમશેદજી કુમાનાએ શાલ આપી નથી.



## કંઈ નેકીના બદલામાં દસ્તુર જમશેદજી શાલ આપે ?

જેમ, મરહુમ શેઠ વકીલના કદમી આતશ બેહરામમા કામ કરતા સર્વે કદમી મોબેદો, દ૦ મેહરવાનજી નાલ્લાદારૂની ઘણી નેકીના ! ભોગ થયા તેવી નેકી (!) માંથી દસ્તુર સોહરાબજી તે હાલના દ૦ જમશેદજી કુમાનાના બાબા કસીબી રીતે બાતલ નહિ રહ્યા, પ્રથમ તેઓની આગેવાનીમા જે મોટેબર ક્રિયાઓ આતશ બેહરામમાં થતી, તે માટે મરહુમ દસ્તુર સોહરાબજી કુમાનાની રજા જાહેર મીજલશમા લેવાતી તે **રજા લેનારા મોબેદ સાહેબો આજે હૈયાત છે !** નવા નાલ્લાદારૂ દસ્તુરજીએ, સર્વે કદમી મોબેદોને વખતો વખત જાત જાતની ધમકી આપી દરબરાવી ગભરાવીને રજા બંધ કરાવી ! આથી જ્યારે મરહુમ શાહનશાહી વડા દસ્તુર રૂસ્તમજી જમશેદજી, જ્યારે તેવી મીજલસોમાં આવતા અને, આ રજા નહી લેવાનું નવું વીખરાએલું વાજું જોતા, ત્યારે તેઓ કદમી દસ્તુર સોહરાબજી કુમાનાને જાહેરમાં કહેતાં કે, તમારે ત્યાંની આવી વંઠેલી વરતણુંકનો છાપ બોદ્દા ન કરે હમારે ત્યાં નહિ પડે. આથી દસ્તુર સોહરાબજી કુમાનાએ સદરહુ કદમી આતશ બેહરામમાં નાવર, નિરંગદીન, મરાતબ, વીગેરેની અમુક મીજલશોમાં આવવાનું મોકુફ કર્યું. વળી તેઓએ

આવી રીતની બીજી સંતાપ ભરી સત્તાવણીથી આતશ બેહરામમાં, બોએ દો આવવાનુ છોડી દીધું! (કે જેમ હવે બીજા કદમી મોબેદાએ પણ છોડી દીધું છે. અને નવા આવતા નથી. આ બાબે આપણે આગળ જોઇશું) પ્રથમ તેઓએજ નાહન્યામાં જમવા આવવાનું. પણ મોકુફ કર્યું તેમ ક્રિયા યોજદાથ્રે ગીરીના કરવાબી કમી આવતા, ને જ્યારે આવતા તો જેનટી બેસાડી પોતે આત્રવક્ષી રહેતા અને જ્યારે-જ્યારે આત્રવક્ષીનું ભણવાનુ આવે તે ભણીને તુરત દુર આતશ બેહરામનાં એકાત મહેરાબ પર જઇને બેસ્તા, સબબ આટલો થોડો વખત પણ જેમ બીજાઓને હાલ પણ ભારે પડે છે) તેમ તેઓ સતાવણીના શખુન અસેમસે સાભળતા, આ મુજબ તેઓ જહેદ્ રાંક દસ્તુર હલાક થતા, તેઓ કદ્દા બચરવાલ, ૯) બેટાને ૫) બેટીના બાપની કમાણીના સાધન બહુ કોતાહ થયાં તેથી તેઓની જઇફીમાં આ નેક દસ્તુર ભારે મુશ્કેલીમા આવી પડયા. જ્યારે આતશ બેહરામમા મહત્વની ક્રિયા થતી ત્યારે તે દીને પોતાના ઘરના ખુણામા રડતા! "અરે આજે હું જતે તો બે. પાંચ રૂ૦ લાવતે મારા આ ગરીબનાં બચ્ચાં તેમાથી ખાતે!" વીગેરે બોલતા. તેઓ સતાવણીથા આજેજ થઇને આતશ બેહરામની ક્રીયાની નોંધની ચોપડીમા નશીયત રૂપે શેખસાદીની નીચલી બયેત લખતા.

સિતમ બર જઇફાંને મોશકીને મકુન
કે જાલેમ બ દુઝખ રવદ બી-સોખન.

અર્થ:—જઇફ અને ગરીબ મિસ્કીનની ઉપર સેતમ જુલમ ના કર શાવાસ્તે જે જુલ્મનો કરનાર આકેબત બેશક વગર શખુને દોજખમા જશે.

આવું તે નેક જઇફ મુશ્કેલ દસ્તુર નહીં સાબવાથી લખતા.

તેઓની જઇફી મોટી મુશ્કેલી ભરી થઇ! તેઓની હાલત પર સંગ દીલ સયેતાંનને પણ દયા આવે એવી બની! તેવા વખતે કે જ્યારે એક પૈશા તેઓને એક રૂપીઆ તરીકે, કામ લાગે, અરે! ત્યારેજ ઓ! દસ્તુર મહેરવાનજી નાલ્લાદાર સાહેબ તમે હલાકીથી તેઓના રૂ૦ ૧૦૦) તદન ખોટી રીતે જુઠે બાહને ઢાક ધમકીથી ગોયા લુટી લીધા છે. જે બાબે પુરાવા શાતે આ પછીનાં મારા અંકમા વીગતે વરણુવીસ. આ સઘળાં કાર્યોના અવેજને ઉપકારમા, પોતાના બાપની ઉપરના આવા હાડેશાંના અવેજમા દસ્તુર જમશેદજી કુમાના દ૦ મહેરવાનજીને શું શોલ આપે? નાં. કદી નહી.

અરે ! જે બેટાએ પોતાના પુજ્ય પીતાની ઉપર આક્ષેપો ને હાદેસા પાડેલા તેનાથી બીજું કોણ બચે ? આપણી " બ નામે-યજદ " નામની પાઝંદ બંદગીમાં લખેલું છે.

" ફરમાન-બરદાર બેદ અંદર પેદ વ માદ ચે કે પેદ વમાદ ન ખુશ-નુદ-બેદ, હર-ગેજ બેહસ્ત ન વીનીદ. "

અર્થ:—બાપ તથા માય તરફના હોકમ-બજાવનાર થજો, કેમ જે બાપ તથા માય ખુશ નહી થયા-હોય તો, **કદીબી બેહસ્ત જાશો નહિ.**

( બનામે યજદ ફ૦ ૧૧. પાજંદ ભણતર સીરીઝ નં૦ ૨.)

" જે કરે તે ભરે એ કુદરતનો કાએદો જાણ,
કર્મ ન મુકે કોઇને એ નક્કી મનથી માન "

ગુર્જર કવી લખે છે તેમ કમ કોણને મુકે છે ? કર્મ અનુસાર વાંચ નાર સાહેબ દ૦ મેહરવાનજી દશ વર્ષની તૈયારી પછી દસ્તુર તો થયા છે. પણ, હવે તપાસો આજે દસ્તુર મહેરવાનજીની ત્યાં આતશ બહેરામમાં કોણ રજા લે છે ? આજે કોણ કદમા મોબેદ તેઓને ગણકારે છે ? સેવા વનાની જુઠી ખોટી સત્તાની ધુંસ આપણને આર આપદા આણે છે, આકેબત બી બુરૂ બને છે.

" બ નેકી ગરાએ વ મ આજાર કસ,
શેહે રસ્તગારી હમાન આસ્તો બસ. "

અર્થ:—નેકી કર અને કોઇને દુઃખ ના દે, તારા છુટકારાનો રસ્તો ફક્ત આજ છે. " ' ફિરદોશી '

આપણે આશા રાખશું અને દુઆ ચાહશું કે, દ૦ મહેરવાનજી આ ઉપલી બયેત પોતાની કરી લે, ને તેમ કરીને નેકીમાં મોતેબરને નામવર નીવડે ને હવેથી આપણ સર્વે નેકીના નેક પરીણામ તેઓથી પામીને તેઓ સાહેબના ફરમા બરદાર થઇશું. ! !

---

# પોતાના ગુણ દોષ અનુસાર આવતી ટોપી પસંદ કરી પોતેજ પેહરી લીધી.

નાક્ષાદારૂ પોતાના ચોપાન્યામાં પાને ૧૪, મે. અથોરનાન નામામાં પાને ૩૭, મે એક ચરીત્રમાનો ફકરો ટાંકીને અથોરનાન નામા બાબે વાંધો લે છે. આ એઓના ચોપાન્યામા ૧૪, મે પાનેથી ઉતારૂ છું.

"ખોટાં ડોળ દેખાડીને ઠગારા પેઠે ઠગબાજીના વીદ્વાન મુદલ નથી. થોડુંક કાનોઆક્ પેરે ભરડી જાણનારાઓ વગર સમજવે અર્થનો અનર્થ કરી ગોયા ઘોડાની શરત રમતા હોય...તે મુજબ ગોયા ચણા ભરડવામાં મગરૂરી માને છે; પોકળ પાજીપનાથી છેતરપીંડી ને ઠગબાજી ભરી ચાપલુસી કરીને આલેમમાં ખપવા માટે પછાડા મારે છે; જુઠી મગરૂરી કરી મોટાઈ મેળવવાના પોતાને મોટા બડેખાં બોલાવાની ગોયા ભીખ લઈ બેસે છે તેજ જમાનાના આ દસ્તુર (!)...ખરેખરા ભણેલા વીદ્વાન કાબેલ ને ફાજેલ જેનરેમ'દ યાદ ભરી તન મન દરોસ્તી ભર્યા પોતાને તદ્દન અલ્પ કમીના ગણે સર્વેમાં પોતે લાયક છતા બસ નાચીજ ને નાલાયક માને આહ."

વાચનાર સાહેબ જરા દર્યાફત કરશો કે, આ ઉપલો ફકરો જે બાબે આપણા નામવર નાલ્લાદારૂ વાંધો લે છે, અને તે પર અવરનવર બીજા પાનામાં સુગ દેખાડી સરેહ કરે છે. કે જ્યા કોઈ નાલ્લાદારૂનું નામ નથી તેઓનો વિષય આ બાબત નથી, પણ અથોરનાન નામાના કર્તાએ, હાલના વાતાવરણનો ખ્યાલ આપી, ભલાની ભલઈ આ ઉપલા દોષથી નીરાલી દેખાડી છે. તો તે બાબે ખાસ આ ફકરો કોઈને નહિ ને નાલ્લા-દારૂ સાહેબોનેજ કાં એ વાંધા ભર્યો લાગ્યો?

એઓના ચોપાન્યામાનો આ ઉતારો વાચી સર્વે સમજુ વાંચકોએ શું મત બાંધ્યું છે? તે મારે લખવાની જરૂર નથી, પણ નાલ્લાદારૂઓએ પોતેજ આ માટે ખફગી દેખાડી જે નેમથી દેખાડવા ગયા, ત્યાં સત્યનું સત્વ શું છે? તે તો વાંચનારા વીચારવંતો પામી ગયા! અને તેથી તેઓની પ્રતીષ્ઠાને જે નુકશાન અથોરનાન નામાના કર્તાએ કર્યું નથી, તેજ પોતે પોતાને હાથે લખી લખાવીને, ટોપી કોણને બંધબેસ્તી આવે છે? જોડો ક્યાં દંખે છે? તેથી વીચારવંત વાંચનારને સચેત કર્યા! નહી તો આ ઉપલાં માટે બખાલવાની અગત શી?

## બરશનુમની રજા ચીઠ્ઠી.

વાચનાર સાહેબ ૧૯૧૭, મા મહેરવાનજી નાલ્લાદારૂ દસ્તુર થયા, જેઓના દસ્તુરી દરજ્જાને કોઈબી કદમી મોબેદ સાહેબોએ જ્યારે સ્વીકારી શાલ આપી નહીજ, ત્યારે, કદમી આતશ બહેરામના મુત્વલી માલેક સાહેબને આપણા નવા નાલ્લાદારૂ દસ્તુરજીએ પોતાના મેસમેરીઝમથી ભંભેર્યા કે, "મને શાલ નહી આપીને આ સર્વે મોબેદો, મારૂં નહીં પણ સાહેબ તમારૂં અપમાન કરે છે! વીગેરે" અને તેમ કરીને સર્વે કદમી મોબેદો

માટે કચવાટની લાગણી તે માનવંત મુત્વલીના મનમા બરપા કરી, અને તેના પરીણામે આતશબહેરામમાં ક્રિયા કરનારા જે મોબેદો સગવડથી ક્રિયા કરતાં ત્યાં અનેક નડતલો ઉભી કરાવી. ( આ કાઇ મનના તુરંગાથી ઉપજાવીને હશદથી હું નથી લખતો. આ બાએ જેઓ સાહેબે તેહકીક કરવી હોઅે તો તેઓ અથોરનાન નામાને પાને ૭૨૧, થી ૭૨૮, તુલીકના સફા વાંચવા કે જેમા દરેક કદમી મોબેદોની શહીના દસ્તાવેજો છે. તેમ આ બાએના દસ્તાવેજી દલીલના પુરાવા છે) ને કદમી કુલ્યે મોબેદોપર નહી ઘટતી ખોટી નડતલો બરપા કરાવી તેમા. બરશનુમની રજા ચીઠ્ઠી એક છે. જે બાએ નાહ્નાદારૂએ પોતાના ચોપાન્યાને પાને ૧૫, મે લખ્યું છે.

"જ્યારે ખાનબહાદુર શેઠ બરજોરજી વકીલે બરશનુમ માટે ચીઠી કહાડી તે માટે પેલી બારની ટોળકી છંછેડાઈ પડી ને દસ્તુર મેરવાનજી ઉપર જુલમ અને સીતમ ગુજારીના આક્ષેપો મુકી દસ્તુર મેરવાનજીની એ રીતે વર્તણુંક વખોડી કહાડવાના ઠરાવો કરી પરવારી છે."

સુરતના આ કદમી આતશબેહરામ બરપા થવા પછી ૯૩, વર્ષે યાને ૧૯૧૭, નાજ સાલમા કે જ્યારે નાહ્નાદારૂ પહેલીવારનાં નવા દસ્તુર થયા. અને તે દસ્તુરઇને કોઇબી કદમી મોબેદ નહી સ્વીકારી, નહિ

**સાલ આપી, ત્યારે અને તેજ વખતે, આ બરશનુમની ચીઠ્ઠી કાંએ નીકળી ? તે આગમજ બરશનુમ બાએ કોઇબી મોબેદ કસીબી ગેર રીતી વાપરી હોએ એવું કોઇબી દેખાડશો ?**

શેઠ વકીલ સાહેબના આતશબેહરામમાં શું બરશનુમ બાએ યા કોઇબી પાવ મેહલની ક્રિયાઓ બાએ કોઇની કસીબી ફર્યાદ નથી, આજ તુલીકમાં ત્યાં થતાં ક્રિયા કામ માટે સુરત શહેરમાં તેમ દેશાવરોના આસ્થીક દીનદારોને સંતોષ છે. તો જ્યાં કસી ગેઅર રીતી નથી જ્યાં સર્વેને માન અને લાગણી ભર્યો સંતોષ, ત્યાં બરશનું બાએ ચીઠ્ઠી ! અને તેબી એવા રૂપની છે, કે ધામર્મીક સાહેબો તેનું ફારમ છાપેલું વાચી તાજુબ થાએ છે ! વકીલવાળા સાહેબો જેઓ અથોરનાન ટોળાને મોહબત ને માનથી જુવે છે, તેઓને ગુરૂ વર્ગના ગણીને ચાહે છે, નવાજેછે તેવા ભલા દીનેબરદારાન શેઠોના પાક મકાનની બરશનુમ બાએની ચીઠ્ઠી આવી તોછડી કેમ ? અને વળી ન ખપી બાબતના કોઠાની શી અગત ?

આ બરશનુમની ચીઠ્ઠા ચાલુ કરાવનાર દ૦ મહેરવાનજીનું ચીઠ્ઠીના ફારમમાં દસ્તુર તરીકેની લોકને દેખાડવાની એક પુરી નેમ માટેનીજ આવી

બનાવી છે. વળી તેનું ફારમ દ૦ મહેરવાનજી રાખે છે ને આપે છે, જેમ એક પોસ્ટ ખાતામાં ફારમ આપનાર નજીવો નોકર સઘળાને મનીઓર્ડર વીગેરેના ફારમ આપવા રાખે છે તેવું કામ;! તેમાં મોબેદોને તે મેળવતી વખતની જે ખાસ સતાવણી ભરી સ્થીતી તેમ બીજો ભય રહે છે, નનામાં પત્રો બેહદીતો પર જવા માટે આવા નનામાં પત્રની નાલેશીના દુઃખનો ભોગ આ કમતરીન પણ થયો છે, અને તે ઠેઠ કલકત્તા તુલીક. કયા નામવર નાહાદાર આવું કરે છે, ? તે તથા આ ચીઠ્ઠી નાહનની શું અગવડ ને ભય આપે છે? .તે હવે પછીના મારા આવતા અંકમા હું વરણવીશ. તેટલાં માટે વકીલ સાહેબના આતશબેહરામના માનવંતા મુતવલી સાહેબોનું નમ્ર ધ્યાન ખેંચુ છું કે, મરહુમ મુતવલી ખા૦ બા૦ બરજોરજી વકીલ સાહેબે આ નબોજી ચીઠ્ઠી કાઢી નાંખવાની સર્વે કદમી મોબેદોને કબુલાત આપી હતી, અને ત્યાર બાદ તેઓ બેહસ્તનશીન થયા, તો હાલના માનવંત મુતવલી સાહેબો, આ ઝઘડો બરપા કરનારી ચીઠ્ઠી કાઢી નાખી તેઓ રૂહુશાદનો સખુન જાળવશે. અગર એવી રજાચીઠ્ઠીની તેઓ જો અગતજ માનતા હોએ તો જેમ મરહુમ શેઠ દાદાભાઈ મોદીના આતશબેહરામમા હાલ ચાલુ છે, તેવીજ તે પદ્ધતીનીજ ચીઠ્ઠી કરશે કે જેથી માનવંત મુતવલી અને સર્વે મોબેદો શાથના માયાલું સંબંધમાં બોર માન અને વધારોજ થશે.

હમો સર્વે વકીલ સાહેબના દુઆગો વર્ગના છીએ. તેઓના માનથી હમો માનવંત છીએ હમારા હાદેશામાં તેઓનીજ હકુમત અને તેઓ સાહેબોનીજ ઇનસાફી આસરાની પનાહ ભરી, ભલી ગોયા હમારા રક્ષણ અને સેવા ભરી હકુમત હમો ઇચ્છીએ છીએ, તેને હમો અરાધ્યે છીએ, કે જેમ કરવું તે આપણા પાક મઝહબનુ ગોયા એક ફરમાન છે. જે નીચે મુજબ તે અદા કર્યે છીએ.

**અવસ્તાઃ**—"વોહુક્ષથ્રેમ યજમઇદે, ક્ષથ્રેમવઇરીમ યજ૦, અયઓખ્શુસ્તેમ યજ૦ વચ અર્ષુખ્ધ વારેથ્ર ધ્નીશ દએવો ધત્નીત યજ૦"

**અર્થઃ**—"ભલી હકુમતને હમો અરાધ્યે છીએ, આપ અખત્યાર હકુમતને હમો અરાધ્યે છીએ, મજબુત (ભલા ઠરાવને હમો અરાધ્યે છીએ, બુરાઓને મોહાત કરનાર ફતેહમંદ સાચા સખુનોને હમો અરાધ્યે છીએ."

**(વીસ્પરદ, કર્દે ૨૦, ફ૦ ૧, સમસ્ફેલ ઓહમા એરવદ, ડો૦ જી. જ. મોદી.)**

ભલા વાંચનાર આ ચીઠ્ઠીના પ્રકરણમાં જોઇ શકશો કે જ્યાં અપરાધ કે ગુનાહ પાપ જેવું પ્રથમથી કશું નથી, જે પાક મકાન માટે કશો શક-સુબેહ કોઇને નથી, તે જગાએ અનઘટતો આંક્રોશ ઓર બેદીલી બરપા કરે છે. કજીયા કંકાશનુ મુળ પડે છે.

દ૦ મહેરવાનજી કે કોઇ બીજો પોતાની જુદી સત્તાની ખોટી ખુમારીમાં એવું જણાવે કે "મોબેદોના આ વેહવારૂ કામ" માટેજ સદરહુ દ૦ મહેરવાનજીને દસ્તુર નેમ્યાચ ને **રજા ચીઠ્ઠી કાઢીચ તો તે તદન ખોટું જુઠું ગુલબાન છે, એ હમો બા—પોકાર જણાવીશું.** અને ફરી જણાવીશું કે સદરહુ કદમી પાક આતશબેહરામમાનું દરેક ક્રિયા કામ દરેક બેહદીન સાહેબોને સતોશ ભર્યું છેજ. છતા તે બાબે કોઇ બડા કાજીજીનું કહેવું તેવું થશે તો તપાસનાં અંતે માલમ પડશે કે "અવેહવારૂ" કોણ છે? "અવેહવારૂ" કોણનું કામ છે?

દસ્તુર મહેરવાજી સાથેજ એકબોટમા સઘળા સાથે બેસનારા, ત્યા પોતાના ચોપાન્યામા આ નાહ્રાદારૂજી પાને ૧૨, ને ૧૫, મે જે તાસુબી ભરી રીતે "અવેહવારૂ" પ્રગટ પાડે ત્યાં, પછી આખરે સાચ ને આંચ આવશે નહીજ! સત્ય પોતેજ પ્રકાશશે.

## વકીલવાલા સાહેબોને ત્યાંના દસ્તાવેજ.

આપણા નાહ્રાદારૂ પોતાના ચોપાન્યામા, શેઠ વકીલ સાહેબને ત્યાંના દસ્તાવેજ બાબે વાંચનારને ખોટા ખ્યાલ આપવા કાજે, પોતાની વિખ્યાત વિધી મુજબ ૨૨) મે પાને આ નીચે મુજબ લખે છે.

"વકીલ કુટુંબમાં જળવાએલા જુના હસ્તલેખો તે હસ્તલેખો નહીં? તે હસ્તલેખો તમારી કુંપનીને નામંજુર? અને તમારે ત્યાનાજ તદન ખરા?"

આ બેવજુદ બકવા જેવું એઓ જણાવીને ખોટી તકરાર કરે છે, શેઠ વકીલ સાહેબને ત્યાં જો કંઇબી દસ્તાવેજી પુરાવા હોએ તો તેની દલીલ હમો સરનમાવી સ્વીકારવાને તદન તૈયાર છીએ, અને તે કાજે આ કમતરીને, માનવંત હાલના આતશબેહરામના મુત્વલી સાહેબો ને આગમજથી ખબર આપી તેઓ સાહેબને ત્યાં આતશબેહરામની સ્થાપના સમયનાં કંઇબી હસ્તલેખો દસ્તુરી બાબેના દસ્તાવેજો હોએ કે જે જાતે હમો તપાસી જોઇને નાહ્રાદારૂની ખોટી તકરારમાં કંઇબી વજુદ હોએ તો તે હમો સલુકાઇથી સ્વીકારીએ, જેથી માનવંત અફસર અકાબર સાહેબ શેઠ ફાવશજી બરજોરજી વકીલને બંગલે તેઓ સાહેબની મુલાકાતનું માન સેવકને

આપી ત્યાં તેઓ માનવંતના પીત્રાઇ ખાનસાહેબ ડોસાભાઇ માણેકશા **વકીલ અને** ખા૦ બા૦ હોરમજી બેરામશા વકીલ સઘળા પાક **આતશ** બેહરામના આ માનવંત મુત્વલીઓએ તા. ૧૦ મી માર્ચ ૧૯૨૫, ને દીને આ કમતરીનની માંગણી મુજબ દેખાડયુ તેઓ સાહેબને ત્યાં જે જુના લેખ છે તે **માત્ર આતશ બેહરામ પરથાયાના ખરચના હીસાબનો જુનો ચોપડો છે!** અને સેવકને સાચ્ચું સાફદિલથી આ માનવંતોએ જણાવ્યું કે **એ સીવાય બીજું કશું જુનું આતશ બેહરામની દસ્તુરી બાબત માટેનું તેઓને ત્યાં નથી!"** આ જુના ઘર ખરચના ચોપડામાં જ્યાં મરહુમ **મોબેદ સોરાબજી નાહ્નાદારૂનું** એક-વારનું નામ **છે**, અને તે નામ આગળ વકીલ ખાનદાનની અસલવારેથી અથોરનાન વર્ગ માટે ઘણી લાએકાત ભરી ઉંડી દીલસોજી જે આજે પણ ચાલુ છે, તેવી સભ્યતાથી પોતાના પંથકીના નામ **આગળ મોબેદને** બદલે 'દસ્તુર' શબ્દ લખ્યોય, ફકત આ બેન્ડ આટલા **એક પુરા સાડા ત્રણ અક્ષરના શબ્દને,** આપણા નાહ્નાદારૂજી વકીલ ખાનદાનના **જુના લેખો અને દસ્તાવેજો વીગેરેનું મહા મોટું રૂપ આપી ને,** પોતાના ચોપાન્યાને પાને ૨૨, મે તેમ પાને ૩૦-૩૧-૩૨, મે પણ તે બાબે **તદન ખોટું લખી** વાંચક વર્ગને, દલીલ અને પુરાવા કે આધાર તેવા દસ્તાવેજોનો ખરો આપ્યા વના બસ **ખોટું યાહોમ,** લખાવીને જુઠા છાપ પાડવાની વ્યર્થ કોશેશ કરે છે. પણ આપણી જમ્યાદયેસ્તના ફકરામાં જે વર્ણવેલું છે તે તદન રાસ્ત છે કે:—

"જુઠો સખુન મારશે યાને નારાસ્તી દુનિયામાં ખરાબી કરશે, પણ **સાચ્ચો સખુન આખરે તેને શેકસ્તે કરશે."**

(જમ્યાદયેસ્ત ફ૦ ૯૬, મો કાંગા.)

એક ૩।।) હરફના શબ્દને જુના લેખોને દસ્તાવેજી દલીલોથી વર્ણવવાની કેવી ઉસ્તાદી? તે વાંચનાર વિચારશો,! પણ આ ઉસ્તાદીથી હમો ભેગા ઘણાક સંબંધીઓ ઘણા લાંબા વખતથી માહેતગાર છીએ, કે આ નામવર નાહ્નાદારૂને જો એક મુઠ્ઠી મુકવાની જગા મળી તો પછી ત્યાં પાયેદાર મોટા મહેલ ઉઠાવવાને યાહોમ અચકાતા નથીજ! તે વાંચનાર સાહેબ ઉપલા દાખલાથી જાણશો!

વકીલ સાહેબોને ત્યાં જો આતશ બેહરામના દસ્તુર બાબેના જુના લેખો કે દસ્તાવેજો હતે તો તે ૧૯૨૩, ના સાલની એ પાક મકાનની ૧૦૧, મી શુભ સાલગ્રેહના યાદગાર મેલાવડામાં જરૂર જાહેર પડતે, એવું

સર્વે સમજદારોનું વાજબી મત છે. તેવા દસ્તાવેજો હતે તો નાલ્લાદારૂ સાહેબને સરે મચેદાન છપાવીને બહાર પાડવાને આ તકે કોણ રોકનાર હતું, ? પણ તેવા દસ્તાવેજો હોએ શું કે તે બહાર પડે ? જે બહાર પડયું છે, તે તો વકીલ સાહેબોની અથોરનાનો તરફની ભારે માનભરી સભ્યતાનો એક શબ્દ કે જે પોતાના ઘર પંથકીના નામ આગળ મોબેદને બદલે દસ્તુર શબ્દ માત્ર છે.

**વકીલ સાહેબોની સભ્યતા આજે પણ તેજ છે.**

ભલા વાચનાર સુરતના આ વકીલવાળા ખાનદાનના જેમ આગલા મરહુમ માનવતો, **તેમ** હાલના પણ સાહેબો અથોરનાન વર્ગને તેની ખરી ખુબી ભરી હાલતમાં જેવાને બહુ ઇનતેજાર છે, અથોરનાનો સર્વને તેમ લાએકની કદર પીછાણુનાર તેઓને માન આપવા અપાવવામા ઉદાર ઉંડી લાગણી ધરાવે છે.

ભલા વાચનાર, આ કમતરીન દસ્તુર નથી, તેમ ભવિષ્યમા દસ્તુરીનો દાવાદાર **યા ઉમેદવાર કે તેવી કસી ખાહેશમાં નથી,** તો મારા જેવા **નાચીજ**ને પણ આ માનવંત વકીલવાળા સાહેબો 'દસ્તુર' તરીકે બોલે છે ને લખે છે. તેના પુરાવા છે, તો તે આધારે જે હાલ હું યા હવે પછીના કોઇ **બી**જો હું કમતરીન દસ્તુર હતો આવું લખે કે બોલે તો તે એક મોટી મુર્ખાઇજ લેખાએ ?

આપણે ઇચ્છીશું કે, આવી મુર્ખાઇના ભોગ જો કોઇ બી થયા હોએ, થતા હોએ ને આવા મુર્ખાઇ ભર્યા આધારે જુઠું જંગ ને ખોટા ઝઘડા કરી પોતાનીજ હાસી કરાવતા હોએ તેઓને **તે દાદારપાક** ઘણી અક્કલ, ઘણું જ્ઞાન, ડાહપણ બક્ષીને રાસ્ત રાહ પર લાવે; તેઓ સાચ્ચાને સદગુણી બને તો આપણે પછી તેઓના ગુણ જ્ઞાનના ગ્રાહક થઇશું ! આપણે સદગુણીનાજ તાબેદાર સેવક થશું.

**ક્યાં કુટુંબથી કદમી કુલમોબેદાને આજતુલીક ટાઠક હતી ને છે ?**

આપણા નાલ્લાદારૂજી પોતાના ચોપાન્યાને પાને ૨૯, મેં પણ કલપીત બોરંગો મારીને દસ્તુર–કુમાનાઓ સાથે બને તેમ બધે વેરાનું કરાવવાની પોતાની કારસાજી કરતા રહ્યા છે, (જેમા ફાવ્યા નથી ને ફાવશે પણ નહીજ.) તેમાં લખે છે કે,

"દસ્તુર કુમાના માટે તે વેળા વકીલ ખાનદાનને કેટલી ટાઠક હતી તે દુનીઆ પાસે ભુલાવી દેવા માંગે છે કે શું ? આ ટાઠકને પરીણામે દસ્તુર કુમાના તખતીમાં ગુશી જાએ તો છુટી જાએ પણ વળી પોતાને દસ્તુર સોહોરાબ 'મોહોટા મનના' પણ

કહેવડાવે કે ? શું તે વેળાના વકીલ ખાનદાનને રૂમરૂમ બોલાવનાર દસ્તુર કુમાના માટે મજકુર ખાનદાનીઓ મોટા મનના શબ્દ વાપરે કે"

નાલ્લાદારૂએ આવું તદ્દન ખોટું ઉપજાવીને લખાવવા માટે પોતાનીજ તેમ પોતાના વડવાની ભુતકાળની ભાંજઘડને ભુળોનો ખ્યાલ કર્યો હતે તો આજે તેઓ પોતાનેજ હાથે પોતાની બદગુઈ નહિ કરાવતે.

શેઠ વકીલ કુટુંબ અસલથીજ દરેક અથોરનાન તેમ હમો કમતરીન દસ્તુર કુમાનાઓના મહેરબાન હતા, ને આજે પણ છેજ. અને તેનો પુરાવો તો આતશ બહેરામની યાદગાર તખ્તીમાં સદા માટે મઢી લીધેલો મોજુદ સર્વને જાણીતો છે. અને તે કુમાના દસ્તુરની જે કદરસનાસી તખ્તીમાં કોતરી રાખી છે, તે પોતાને ફાલે ખેંચવાના પછાડા નાહક નાદરૂસ્ત રીતે નાલ્લાદારૂઓ મારીને હાસી કરાવવા સાથે પોતાની એબ જોહા કરાવે છે, ઓર પોતે પોતાપરને પોતાના વડવાઓપર સંતાપ વ્હોરી લે છે. આ ત્રણ પાચ દીવસની જીંદગીમા આપણે જુઠું માનને ખોટા અભખરો રાખી ખરચીત ઓર દુઃખ વ્હોરી લઇયે છીએ, આ બાબે ફિર્દોશીની પેલી બયેત જાણીતી છે.

સે-પંજી તો અન્દર સરાય સે-પંજ
ઝ બેહરે સે-પંજીએ બાશી બરંજ

અર્થઃ—તું આ ત્રણ પાંચ દહાડાની દુન્યામાં ધર્મશાળાનો એક ઉતારૂ (મહેમાન) છે. શા માટે તારે આ ક્ષણભંગુર દુન્યા ઉપર દીલ બાંધી લોભ લાલચમાં પડી દુઃખી થવું."

અરે જો ! દસ્તુર કુમાનાઓના કોઇબી ભુતકાળના કે હાલના નઠારા કાર્ય હતે તો કુમાવાલાઓને તેમ બીજાઓને કમકમાવી મારનારા નાલ્લા-દારૂઓ તેનો કોઇબી પુરાવો આપી વરણવતે તો કંઇબી ખોટા ભુતકા-ળના કાર્યોનો ધડો લઇ હમારી હમારા કુટુંબની જીંદગી વધારે સદ્દગુણી સુખી કરવા દોરવાતે, પણ તેવું કશું નહિ હોવાથીજ હમો વચ્ચે વેરાનું પડાવાની વીખવાદી નેમથી નાલ્લાદારૂજીએ તદ્દન ખોટું પ્રગટ કર્યું, તો હવે મારે માથે પણ કઈંક સાચ્ચુંજ પ્રગટ કરવાની કમયાબ ફરજ ! નાંખી છે, તે ઘણા ગમગીન દીલથી અદા કરૂં છું. અને તેમ કરતાં આ મહેરબાન નાલ્લારૂજીએ પોતાના ચોપાન્યાને પાને ૩૦ મે જે લખ્યું છે તેજ તેઓને સર નમાવી અર્પણ કરૂં છું તેઓ આ મુજબ લખે છેઃ—

"માટે એ મમતી લેખકો હજુરબી તમારા વડીલોના હાડ ધુજાવતા અટકો અને બીજાઓને હાથ પકડી તેઓની ઢંકાએલી બીનાઓને ઉઘાડવા મેદાનમાં ના ખેંચો-"

મારી ઘણી નામરજી છતાં ગોયા મને બેકાથના બળથી ખેંચીને મારી કને પોતાની, પોતાના વડવાની પુંજી ગણાવે છે.! આ બાબેની ગઇ એક સદીથી તે આજ તુલીકની એટલી બધી બીનાઓને એટલા બધા કાર્યોને તેના કારણોની ઢગલાબંધ વીગતો છે! કે જે સર્વે હાલ લખી શકાએ નહી તે હવે પછીનાં મારા અંકોમા થોડી થોડીક આપતો રહીશ, પણ હાલ પ્રથમના જવાબને પેશ પડતી બીના વાચનાર તોલ કરશે કે શેઠ વકીલવાળાઓને તેમ કદમી મોબેદોને ને પાક મકાનને

## 'ઠાઠક' કોણની ને "રૂમ-રૂમ" કોણે બોલાવી?

મરહુમ શેઠ નસરવાનજી પેસ્તનજી વકીલ સાહેબે પોતાના **આતશ** બહેરામમા થતા ક્રીયા કામની બુલંદી અને બેહતરી માટે સર્વે કદમી મોબેદોમાં દસ્તાવેજ કરાવી લીધાતા, તે દસ્તાવેજ દસ્તુર કુમાના કુટુંબના ત્રણ સાહેસ્તા ક્રિયા કરનારા મોબેદોના બરશનુમને શકમંદ ખતા પોહોંચી હતી, આ વખતે નાહ્લાદાર સાહેબોએ તક જોઇ **બોઓ દેવાની હડતાલ પાડી!** શેઠ નસરવાનજી વકીલ સાહેબ "પેલો ક્રિયા કામની જાળવણીનો દસ્તાવેજ ફાડો તોજ, બોએ દેશું" આવા અટકાવની ધમકી આપી દસ્તુર કુમાનાઓના બરશનુમ ખતાનો લાભ લઇને તે મકાનના માનવંત મુત્વલી સાહેબને "રૂમ રૂમ" કેવી નાહ્લાદારઓએ બોલાવી? કેમ ખરૂં કે? પાક આતશ બેહરામની કુમાવાલાની જાનોજીગર સેવા અને નાહ્લાદાર તરફના હાદેશાને **આલુદગી** આ તકે થોડીક **ઘણીજ થોડી!** તપાસીશું.

ભલા વાંચનાર ગઇ સદીની એક તવારીખ તદન સાચ્ચી રજુ કરૂં છું જે પરથી તમને તોલ કરવાનું બની આવશે કે **દસ્તુર કુમાના કુટુંબની ક્રીયાની આગેવાનીમાં** સુરતના કદમી પાક આતશબેહરામ બરપા થયા છે. એ બીના તો હવે બીન તકરાર તવારીખના તેમને દસ્તાવેજી દલીલોથી પુરવાર થઇ છે. સર્વે સમજદારોનો શક દુર થયો છે. પણ આ તકે તમને વધુ જાણવાનું મળશે કે **એજ** દસ્તુર-કુમાના કુટુંબના નબીરાઓએ આ પાક આતશ બેહરામ પર આવી પડેલું આલુદગીનું આળ કેવી કારશાજીથી દુર કીધું છે. આ પાક આતશ બેહરામની સેવા શું શું તન ધનથી ને મોજ ભર્યા મનથી અદા કરી છે. તેનું તોલ કરવાનું બનશે.

## શહેનશાહી દસ્તુર કેખશરૂ દાદાભાઈના શ્રાપ.

સુરતમાં ગઈ સદીમાં ઘણાક ધાર્મીક જરથોસ્તીઓ પાછલી રાત્રે પાક આતશ બેહરામોમાં બંદગી કરવા જતા, પાછલી રાતની બંદગીનું બલ ને તેનો તોસો બહુ બુલંદ છે, એ આપણામાં જાણીતું છે. આવી રીતે ઘણાંક બંદગીખોર જરથોસ્તીઓમાં શેઠ ખરશેદજી મનચેરજી ગોરયા દલાલ હતા, જેઓ પોતાની પાછલી રાતની બંદગી શેહનશાહી આતશ બેહરામમા કરતાં, પાક કેબલાને નમન કરતા બેહોશ થયા તેઓને ત્યાથી ઉંચકીને બહાર લાવ્યા ને ગુજર પામ્યા (આહા! કેવું ઉમદા મોત) આ બનાવ રોજ ૩૦ મો મહા ૮ મો, શેહનશાહી સને ૧૨૨૫, ને તા૦ ૨૩ મી મે, ૧૮૫૭ ને દીને બન્યો, તે વેલાના રેવાજ મુજબ તેઓનું ફવાન નશા ખાને લઇ જવામા આવ્યું, બાદદમા આ ખબર સુરતના આખા જરથોસ્તીઓમાં ફેલાઇ તેમાં નહિ ઇચ્છવા જોગ બનાવ એ બન્યો કે તે વખતના તે જમાનાનાં આપણા કદમી આતશ બેહરામમા રહેતા નાહ્નાદારૂ મોબેદો, આ શેહનશાહી આતશ બેહરામ પર પોતાની સખુન પરવરીનો હુમલો લઈ ગયા, તે સમો કદમી શેહનશાહીને કબીસાની ઝુંબેસનો હતો, તેમાં વળી સુરતના કદમી આતશ બેહરામ કોરટ, ફીહ્ના, દરબારની સાહ્યતા મેળવી બરપા કીધેલા, જે ઝઘડો તે જમાનાના લોકને મોઢે ચઢી રહેલો, કદમી શેહનશાહી પંથમા એક બીજા પર આળો ને આક્ષેપો મુકી એક બીજાને હલકા અને ઘટતાં દેખાડવા માટે આતુર. આવી એક તક તે વેલાના નાહ્નાદારૂ મોબેદોને મળી. તેઓ શહેનશાહી આતશ બેહારામમાં ગયા ત્યાં બાપોકાર બોલ્યા "હવે તમારા આતશ બેહરામ ઉંચકો! ત્યાં ભણતા ભણનારનું મરણ થયું એ તો બધું રીમન થએલું ગણાએ હવે કેબલાને બહાર કહાડો" આ સાંભળી આતશ બેહરામનાં બોએ દેનારા મોબેદો તુરત ગભરાઇ ગયા. ત્યાં ગુંબજ આગળ પાંથરેલા ગલીચા સેતરંજી બીજાનીઓ પાસે બહાર કહડાવી નાંખ્યા. અને ત્યાં, તરો (નીરંગ) લેવાને ગએલા, તે વેળાના એક છોકરો (જેઓ પાછળથી પુણાની કદમી શેહનશાહી અંજુમનની દરેહ મહેરના સ્થાપક દસ્તુર, તે આ કમીનાના એક ઉસ્તાદ, તેઓ) ને તુરત પોતાના વડા દસ્તુર કેખશરૂ દાદાભાઇને તેડવા મોકલ્યા દસ્તુર કેખશરૂ તુરત આંગ પર જે કપડાં હતાં તેજ માથે પાઘડી મુકી હાથમાં જામો પીછોડી લઇ સદરહુ છોકરા ખરશેદજી ડોશાભાઇ બપ્પુ જોડે આતશ બેહરામાં આવ્યા સર્વે હાજર મોબેદોને ખુબ ખખડાવી, કાઢી નખાવેલા ગાલીચા, સેતરંજી તે મોબેદોની મદદ સાથે પોતેજ પાંથરવા લાગ્યા.

ત્યાં આતશબેહરામ ઉંચકવાની સલાહ આપવા આવેલાં નાલ્લાદારૂએ મોબેદોને બહુજ સભ્યતાથી કહ્યું "તમે જરા થોભો તમારા મનનું સમાધાન હમણા થશે." પછી તુરતાતુરત સુરતના સર્વે આગેવાનો, અકાબરો, જરથોસ્તી હકીમોને આતશબહેરામમાં બોલાવ્યા. મામલાની ગંભીરતા સર્વેને કહેવરાવી તુરત હાજર થવા જણાવ્યું, સઘળા આગેવાનો આવ્યા, જ્યાં દસ્તુરજીએ સવાલ મુકયો, "તમો સાહેબોમાં જેઓ હકીમો છો, તેઓ મને વીચાર કરી ખોદાને હાજર જાણી સાચ્ચુંજ કેહેસો." "એક સાજો તાજો માણુસ ગુજર પામે તો તેના અંગમાનો આતશ કયારે બુજાએ, ? આપણામાં સાધારણ છે બોલવાનું કે "બોત્તેર કોઠે દીવા બલે" તો તે ઓચીંતા ગુજર પામનાર માટે કેટલો વખત લાગે ?" આ સાભળી સર્વે હકીમોએ કમતીમાં કમતી બે કલાક જણાવ્યા, તે સમજી પોતે વંદીદાદ મંગાવ્યો તેમાંથી માએની વાંચી એક માણુસ ગુજરવા બાદ કયારે રીમન થાએ તે સમજાવ્યું સર્વેની પાકી ખાતરી કરી આપી કે રીમનીની આલુદગી જેવું કશુંજ નથી એમ સઘળા બોલવા લાગ્યા.

પછી તે દસ્તુરે, આ નાલ્લાદારૂ મોબેદોપર અફસોસથી ઘણાજ ઉંડા જોશથી શ્રાપ નાખ્યા કે, "તમો આ રીતે જેમ હમારા આતશબેહરામ ઉચકાવા આવ્યા, તેમ તમારા આતશબેહરામ બાબમાં ખોદા કરેને તમે જોજો" !

ઓ ભલા વાંચનાર, એક બીજાને હલકા પાડવાની નબોજી નબળાઇના ભોગ થતી કોમની વૃત્તીનું વલણ કેટલું ઉધું ને અનઘટતા પરીણામની બી હદ કુદાવી જાએ છે. આપણે જાણીયે છીએ કે પુરાતન કેબલો ઉદવાડાના ઇરાનશાહ જેના બચાવ કાજે અથોરનાન ટોળો કેબલા શાથે બહારોટના પહડામાં તેમ વલસાડ, નવશારી, સુરત, વીગેરે ભારે રંજ ખેંચી કેબલાને જાળવી રાખવા મચેલા, ત્યારે ગઈ સદીમાં સુરતમા કેબલાને તેના પવીત્ર તખ્ત પરથી ઉતારવાની સુચના.! પણ " રામ રાખે તેને કોણ ચાખે. "

આ ઉપલી નાસાજ બીના સુરતમાં ઘણા બુર્જગોને જાણીતી છે. અને તે મારા મરહુમ ઉસ્તાદ દસ્તુર ખુરશેદજી ડો० ભપ્પુએ જાતે જોએલી અને હકી તેની નોંધ કરાવેલી એ ઉપરાંત તેઓના સંબંધીઓ ઘણાઓ આગળ આ વીગત તેઓએ જણાવેલી, જેઓ હાલ હૈયાત છે.

## દસ્તુર કેખશરૂના શ્રાપ ફળ્યા !

૧૮૫૭ના દસ્તુર કેખશરૂના શ્રાપ એકજ વર્ષમાં ફળ્યા ! જે નાહ્લા-દારૂઓ, તે પાક આતશ બેહરામની બાબતમાં શ્રાપીત થયા, તેઓ ૧૮૫૮ ના શાલમાંજ ઉપલાને મલતાજ એક અનઘટતા અતેરાંમા ફસ્યા. આ નાહ્લા દારૂઓના દોર ને તોરના પુશકળ પુરાવા ને ઘણા દાખલા છે, જે હવે પછીના અંકમા જોશું કે "માહુ-માહુ" ને "ટાઢક" તે કેવી ને કેટલી હદની હતી ? કુમાવાલાની કે નાહ્લાવાલાની ?

સુરતના કદમી આતશ બેહરામમાં નાહ્લાદારૂથી આજેજ થએલા કુમાના દસ્તુરોને હાદેશાના સબબે, પોતાની બાપીકી કદમી જુની અગ્યારી જે ફણુપીઠને નાકે આવેલી (આજે પણ છે. જયાં આવતી કાલે ગોજ-દાંગે ગીરીની પાવ ક્રિયા કરવાની હાલે પણ જોગવાઈ થઇ શકે, )ત્યાં એક પાવનિરંદીનની ક્રિયા કરવાની જરૂર પડી. આ ક્રિયા ભ્રષ્ટ કરવાને, તેજ નામવર નાહ્લાદારૂઓએ સહાસ સોધ્યું ! કે જેઓ શહેનશાહી પાક આતશ બેહરામને તખ્ત પરથી ઉતરાવા ગએલા !

## કુમાનાની કદમી અગયારીના કુવામાં મરાવેલા રીમન કાગડા નાંખીને આતશ બેહરામ ગયા !

દસ્તુર કુમાનાની અગયારીમાં નિરંગદીનની ક્રિયા ૧૮૫૮માં અતી યાદગાર થઇ ગઈ છે, અને તેથી વધુ યાદગાર તો તે પવીત્ર ક્રિયાને દખલ પોંહોંચાડવા ત્યાંના પવિત્ર કુવાઓને અપવિત્ર કરનારા આજતુલીક સર્વેને જાણીતા છે, (આ બાબે જેઓની ખાહેસ તે કાગડાની બાબતની અતી ચકચાર ભરી રીતે થએલી ફત્તેહ ભરી નિરંગદીનનો કિસ્સો જાણવાની હોએ તેઓ સાહેબ જાણીતાં "અથોરનાન નામા'ને પાને ૮૪૦થી વાંચવું.)

રોજ ૧૯મો મહા ૭મો કદમી ૧૨૨૭ તા૦ ૧૨ મી માર્ચ ૧૮૫૮, ને દીને રાત્રે કદમી કુમાવાલાની જુની અગયારીમાં મરાવી મંગાવેલા રીમન કાગડા ત્યાંના બે કુવામાં નાંખી કુવાને રીમન કરીને નેરંગદીનની મોટબર ક્રિયાને રદ કરવાની બાજી રચી અને તે નાલાએક કામમાં ફકત કુવાને રીમન કરી ફાવ્યા ! પણ કુમાંવાલાએ બી એક મોજાની રૂપ ૨૪, કલાકમાંજ નવો કુવો બરપા કર્યો. કાગડા નાખનાર નાહ્લાદારૂઓપર કાએદાપુર્વક કોર્ટમાં કેસ ચલાવ્યો, તે ગુનાહ ભર્યા કામ કરનારાઓએ સઘળો ખર્ચ ને

મારી પત્ર રોજ ૨૮ મહા ૧૦મો ૧૨૨૭ તા૦ ૨૦મી જુલાઇ ૧૮૫૮ને દીને લખી આપ્યું. આ બાબેનો લંબાણુ વીગતે હેવાલ અથોરનાન નામાને પાને હું ઉપર લખી ગયો જે વાંચવા જોગ વર્ણન છે.

## કુવો રીમન કરનારાઓને પોતાની રીમનીનો ખ્યાલ નહી રહયો !

ઉપર લખેલે દીને કાગડા નાંખીને તે નાખનારા જાણે કસામાં હોએ નહીં તેમ આતશબેહરામ ખાતેનાં પોતાના રહેવાના વસવાટમાં જઇને સુઇ ગયા.

જ્યારે કાગડાથી કુવા રીમન થયાની બાબતે સુરત શેહરમાં હો, હોકાર મચી રહયો.

## દસ્તુર કેખશરૂના શ્રાપ કેમ ફળયા ?

કાગડા નાખ્યાની બીજી સહવારે તો, તે નાખનારાઓ ઉપર નહિ ધારેલી દીશાથી જબરો હુમલો આવ્યો, તેઓને ફરહર કરી કામકાજ કરતા દીઠામાં આવ્યા !

આ વાતની ખબર સર્વે શહેનશાહી મોબેદોને પડી, તે વેલાના શહેનશાહી ખડતલ ખટપટયા જંગી મોબેદો, કદમી આતશ બહેરામમાં આવીને જેમ નાહ્લાદારૂ શહેનશાહી આતશ બહેરામ ઉચકાવાને એક વર્ષ આગમજ ગયેલા, તેમ શહેનશાહી વાલાઓ આ વખતે આવી ભારે ગરજના કરી ! કે, "તમો તો રીમન થએલા? ને તમારેથી હયાં ફર–હર કરી કામકાજ થાએ ને તે મકાન પાક રહે ?" વીગેરે બોલી કદમીના "પાક આતશ બહેરામને આલુદગી પોંહચાડી" વીગેરેના અનેક બોહતાન મુકતા રહ્યા ! મામલો તે વેલાના ધાર્મિક ઝનુન તેમ રીમનીની આલુદગીની મજબુત માન્યતાના એતેકાદનો હતો ! તેમ ત્યાં થતા સવાલ પણ ઘણા ગુંચવાડા ભર્યાને ગંભીર હતા ! ને તેને પુગી વળવાને તેમ આલુદગીના તોહમતને તોડી પાડવાને, ત્યાં કોઇજ નહી પણ દસ્તુર કુમાનાઓજ ઉસ્તવાર આવી ઉભા !

## દસ્તુર–કુમાનાઓની (રેકોર્ડ) સેવા.

જેવો ગંભીર ગુચવાડો ૧૮૫૭ ના શહેનશાહીના આતશ બેહરામમા થયો, તેવોજ ૧૮૫૮, ગંભીર સવાલ કદમી આતશ માટે થયો ! આને દસ્તુર કેખશરૂના શ્રાપ બરોબર નડયા. જેમ પોતાની કુનેહથી દસ્તુર કેખશરૂએ શહેનશાહી આતશ બહેરામને આલુદગીમાંથી મુકત કીધા, તેમજ આ

કદમી આતશ બહેરામ પરથવાની ક્રિયાનું વડપણ ધરાવનાર **દસ્તુરે શોહરાબ રૂસ્તમજી કુમાનાના** ભાઈ હોસંગજી, જેઓ પણ ઉપલા પોતાના ભાઈના મરણ પછી દસ્તુર થએલા તેઓના બે બેટાઓ એરવદો નવરોજી અને બેહરામજી દસ્તુર-કુમાનાઓજ જેઓ કદમી આતશ બેહરામની પશ્ચીમ દીશા પર આવેલા આતશ બેહરામના દસ્તુરજીને રહેવાના પોતાના બાપીકા ભોગવતાના મકાનમા રહેતા, જાણીતા બાઈ, દસ્તુરજીના ડોશીબાઇના બાપ ને કાકા જેઓ બંને એરવદ ભાઇયો નિર્લોભી અને એજ પાકમકાનમાં બોએ દઇને ત્યાંજ પડી રહેતા. તેઓજ પાક આતશ બહેરામને આલુદગીના આળમાથી સાફ ઉગારી શકયા. !

## દસ્તુર કુમાનાએ આલુદગીનું આળ કેમ નાબુદ કીધું ?

આ દસ્તુર-કુમાના, નવરોજીને બહેરામજીએ તે હુમલો લાવનાર ઉશકેરાએલા શેહનશાહીઓને શાંત ને મક્કમપણેમ જણાવ્યું કે " પાક આતશ બહેરામની બોએ દેવામાં હમો છીએ, અને તમો જેઓને રીમન થએલા જણાવો છો, તેઓથી હમો તદ્દન અલગ રહીયેચ ને, જ્યાં તુલીક તેઓ નવાં બરશ્નુમથી તન પાક થશે નહિ ત્યા તુલીક હમો તેઓથી તદ્દન ના-શરીક અલગ રહ્યાચ ને રહીશું, **પાક આતશ બહેરામની પવિત્રાઈ હમે ઉસ્તવારીથી જાળવી છે, અને હમો જાળવશુંજ.** "

આ તેઓના કહેવાની સર્વે પર ઉંડી અશર થઇ. એક વર્ષ આગમજ શહેનશાહી આતશ બહેરામપર જેઓ હુમલો લઇ ગએલા; તેઓ તરફના ખારમાં, આ વળતો બદલો લેવા માગનારાઓ, આ દસ્તુર કુમાનાઓના સાચ્ચા શબુનોથી શાંત થયા ! મામલાનું ગંભીરપણું અને આસ્થીકોની આસ્થાને દખલ આવતી દુર થઈ, આલુદગીનુ આળ આ મુજબ **દસ્તુર-કુમાના-ઓની કટોકટના બર વખતની હાજરીને સાચ્ચી સમજાવતથી દફે દુર થયું !**

## આતશ બહેરામ પાકને આબાદ રહ્યાને રહેશેજ !

ભલાં વાંચનાર નાક્ષાદારૂએ પોતાના ચોપાન્યામાં કુમાવાલા માટે શેઠ વકીલવાલાને " ટાઢક " ને " માહુ-માહુ " નું ખોટું લખ્યુંચ તેના જવા-બમાં આ બીના મેં મુકી છે, અને બીજી પુષ્કળ બાબતો માની ઘણી થોડીક આપીને વાંચનારને તપાસવાનું બનશે કે કુમાવાલાઓએ " માહુ-માહુ " બોલાવી કે ? **યાદગાર અનેક સુંદરને સંગીન સ્તુતીપાત્ર સેવાઓ** પાક આતશ બહેરામમાં બજાવીચ તેમ એ પાક મકાનને સીદ્ધીને આડકત્રી રીતે દખલ કોણથી પુગી છે ? તે બી જોઇ શકશો.

**આ એકદર જમાનો ભલાઓની ભલાઇ ભલે ભુલાવે. તેનો શો મુનાફો? પણ તેથી** ઉલટું જેઓ સંગીન સેવા અદા કરી ગયા છે તેવા નેકો પર **નાદરૂસ્ત** તોહમત "ટાઢક" ને "માહુ–માહુ" ના તો જે કુમાનાઓ ગુજર પામ્યા અને હાલે હૈયાત છે, તેઓ શું સેવા અદા કરી ગયા તે અનેક સેવાઓમાંની ઉપલી એક આલુદગીના આળમાંથી બચાવી **ખરી નોકની યાદગાર સેવા** બજાવી તે જોઇ ગયા, તેવીજ બીજી, યાદગાર અનેક સેવાઓમાંથી ઘણાં થોડા દાખલા બીજા જોઇશું.

આજથી ગયા ૪૦) વર્ષ આગમજ કદમીના આતશ બહેરામના બોએના વારેદાર મોબેદો ને બોએમાં ઝાઝી આવક ન હતી આથી દરેક વારેદાર મોબેદો, પાક કેબલાનેતપાસી બહાર પોતાના બેહદીનોમાં ધંધો કરવાને નીકળી જતા અને બોએના વખતે હાજર થઇ બોએ દઇ જતા, આ જોઇ તે વેળાના **આતશ બેહરામના કદમી દસ્તુર રૂસ્તમજી નવરોજી કુમાના** બહુ મુઝાતા, અને તે માટે શું સાધન બરપા કરવું તેની જીકરને ફીકર કર્યા કરતા.

## દસ્તુર–કુમાનાની યાદગાદ સેવા, ૧૮૮૫ મા, એક ફંડ બરપા કીધું, મોબેદો તેથી ત્યાં રહેતા થયા!

ઇ. સ. ૧૮૮૫ તથા ૧૨૫૪, યજદેજરદીના શાલમા કદમી દસ્તુર રૂસ્તમજી મોબેદજી કુમાનાએ સુરતના કદમી આતશ બહેરામમા થતા હમા અંજુમન અશોફરોહરની નેયતે રોજ એક યજશને તથા બાજ આફરીંગાન જશન વીગેરે કરવા માટે ફંડ સ્થાપ્યુ, અને બોએના વારેદાર મોબેદોજ તે ક્રિયા કરે ને ત્યાં આતશ બેહરામમાંજ તેઓ રહે, બહાર બીજો કસો ધંધો કરવાને નહી નીકળે, તેનો બંદોબસ્ત કર્યો. આ પોતે સ્થાપેલા ફંડમાં આ ગરીબરા દસ્તુરે સુરત શહેરના સોદાગરોને આગેવાન અકબરોને માલે તોજાર સાહેબોએ ભરેલી રૂપીઆની રકમ કરતા બેવડી ત્રેવડી રકમ પોતે ભરી! અને તેનું લીસ્ટ લઇને આ દસ્તુરે ઘેર ઘેર ફરીને રકમ ભરાવી. તે ઉપરાંત દેશાવર ખાતે મુંબઈ પુના વીગેરે પોતાને ખરચે જાતે જઇને ત્યાંથી સારી રકમ ભરાવી લાવ્યા! જે ફંડના તેઓ ટ્રસ્ટી હતા. આ ફંડ આજે રૂા. ૨૮૮૬૧, ની પુરાંતનું થયું છે. દસ્તુર રૂસ્તમજી મોબેદજી કુમાનાની કારશાજ આ કોશેશનું ફળ છે.! ને ૧૮૮૫, ના શાલથી આતશ બહેરામના બોએના વારેદાર મોબેદો ત્યાં કાયમના કમાતાને રહેતા થયા છે. આ દસ્તુર કુમાનાની કારશાજ સેવાથીજ!

## કદમી આતશ બહેરામમાં બોઓએ દેનારા મોબેદોને દસ્તુર કુમાનાઓ તરફનું ઉત્તેજનનુ ચાલુ મલતુ ઓનરેરીયમ.

ઉપલા દસ્તુર રૂસતમજી કુમાનાના એક ભત્રીજા એરવદ બમનજી ખરશેદજી દસ્તુર કુમાના, જેઓ આજે ૭૪ ની પોતાની ઉમરે ગયાં ૪૭, વર્ષોથી ચાલુ આજતુલીક બોઓએ દે છે.! અને તેબી દર વર્ષના ૯-૧૦-૧૧ માસ તુલીક ચાલુ અને કોઇક વર્ષ આખ્ખુ ઉપરાંત આ પણ એક દસ્તુર-કુમાનાની રેકોર્ડ સેવા છે. આતશ બહેરામની સદીની મુદતમા લગભગ અરધી સદી તુલીકની લાબી મુદત બોએદાદન આ પાક કેબલાના ખરા ખુબીવંત ખાદીમે ઘણી લાંબી મુદત ગુજારી છે ને ગુજારેચ તેટલી મુદતની બોએ દેવી. આખ્ખા હિન્દુસ્થાનમાના સઘળા પાક આતશ બહેરામમાં બીજા કોઇ મોબેદે કદાચ નહીજ ગુજારી હશે, અને આ સુરતના કદમી આતશ બહેરામમા કોઇએબી આટલી લાંબી મુદત બોએ દીધી નથીજ ને હવે પછી આટલી મુદત કોણ કહાડશે? તેજ આ બમનજી દસ્તુર કુમાનાએ જેમ તન મનથી સેવા પાક આતશ બહેરામને અરપણ કરી છે આજતુલીક તેમ પોતાની ગુંજાશના ધનથી પણ અદા કરી છે. દરેક બોએદેવા આવનાર મોબેદને ઉત્તેજન અર્થે એઓ તરફથી વર્ષમાં બે વાર ઓનરેરીયમની રૂ૦ની રકમ ચાલુ મલતી રહે છે; અને સદા મલતી રહેસે તેની કાએદાશરની પાકી ગોઠવણ કરી છે. વળી આ નાલ્લાદારથી બહુ હાદેશામા ઉમર પશાર કરનાર બુઝરોગ બમનજી દસ્તુર-કુમાનાએ આતશ બહેરામના સૈઝદેગાહ ઉંબરને સદાના તાજા ફુલોના તોરણ સુવાસની સુગંધોથી સદાને માટે પમરતો ખુશબોદાર રહે તેની પાકી ગોઠવણ કરી છે. આ સઘળી કંઇ મોઢેની દફાંસની દીંગ નથી પણ સાચ્ચી વીગત છે. આ કદમી પાક. આતસ બહેરામ ખાતે થતા અંજુમનના હીસાબની ચાલુ સાલની ચોપડીને ૧૬, મે પાને આતશ બહેરામ કાજેના ધર્મ ખાતે હાલ રૂ૦ ૫૫૧૪, આ એરવદ બમનજી દસ્તુર કુમાનોને ખાતે જોશો.

એ રકમ જેટલીજ બીજી રકમ આતશ બહેરામની બહાર પણ, કઇ કાંઇબી ધામધુમ વના આપી છે. આ તેજ બુઝરોગ એરવદ છે કે જેઓ માટે આપણા નાલ્લાદારએ પોતાના ચીઢયલ ચોપાન્યાને પાને ૩૮, મે ઘણી પોતાની લાયકી (!) દેખાડીને તેઓ માટે બખાલા કાઢતાં, 'ખીચડીમાં પાણી નામીને" ખાનાર ઓળખાવ્યાચ, હા; આ ખીચડીમાં પાણી નાંખી ખાનારે

જે પરમાર્થ કીધો છે તેવો પરમાર્થ કઇ, સહવારે નિરો, બપોરે તાડી, સહાંજે ભાંગ અને રાત્રે બેવડો બાટલી અને સુરથી મચ્છીમાં મચી રહી તેની નિશાની મસ્તીમાં મસ્ત રહેનારથી તો, અંસેબી ન બને, આ દીલસોજ સર્વેના બમનજી દસ્તુર કુમાનાએ "ખીચડીમાં પાણી" નાખી ખાઇ કમાલ કસર કરી જેટલી રકમ પાક આતશ બહેરામના હીત કાજે આપી છે; તેના ૨૦ માં હિસ્સેબી કોઇ નાલાદારે આપી નથી; યા કોઇ સંગીન સેવા બજાવી હોએ કુમાનાઓ જેવી તે પુરવાર કર્યું નથી, પણ કહેવાતી "સો વર્ષોની સેવા" કે સિતમ ? તે આપણે હવે પછી જોશું.

## દસ્તુર કુમાનાઓની અનેક યાદગાર સેવામાંના કોઇક દાખલામાંનો વધુ દાખલો.

૧૯૧૭ ના શાલમાં નાલાદારની વર્ષો આગમજની દસ્તુરી મેળવવાની કોશેશ; દસ્તુર સોહરાબજી કુમાનાના ગુજરવાથી, ફાવી. પણ તે દસ્તુરીનો દરૂજી ઝઘડો એટલો હદ વીનાનો બરપા કર્યો કે ( હજી તેનો અંત નથી ! ) જેથી સર્વે કદમી મોબેદો પાક આતશ બહેરામથી અલગ થઇ એક સ્વતંત્ર દરેહ મહેર સ્થાપવાનો મક્કમ ઠરાવ કીધો (જુઓ 'અથોર નાન નામુ પાનુ ૭૨૩, થી વાંચો') તે વેળા કસાં ખાતર નહી પણ પાક આતશ બહેરામના નુરી કેબલા ખાતરજ, આ બુઝરગ એરવદ બમનજી ખ. દસ્તુર–કુમાનાએ તે વેળા ઘણીજ નમ્રતાને સલુકાઇ ભરી સમજાવત કરી ! અને જુદી સ્વતંત્ર અગ્યારી બરપા કરનારાઓ આગેવાનને પાઘડી ઉતારી પગે પડી વાળ્યા, કે પોતે આતશ બહેરામની સેવા નહીજ તજસે, જો કે આ બુઝરૅગ બમનજી કુમાના, પોતેજ .એકલે હાથે તે નવી અગ્યારી બરપા કરવાની દરેક સગવડને સામગ્રીથી પુગી વળવાને દરેક રીતે સામર્થવાન હતા, ને છે. ! છતાં "આતશ બહેરામના માન ખાતર આપણે દુ:ખ ખમ્યું ને ખમશું" આ તેમની બર વખતની આજીજી ભરી સમજાવત, પાક આતશ બહેરામ માટેની દાજ ને સેવાના શુભ પરીણામ એ આણ્યું કે દુ:ખ ખમવું પણ પાક કેબલાને દખલ કસી નહી આવવા દીધી ! આવી યાદગાર સેવાઓ અદા કરનાર કુટુંબ માટે નાલાદાર " માલુ–માલુ " ને "ટાઢક" જેવા જુઠા બોહતાનો ઉપજાવી પ્રગટ કરી શું આડકત્રી રીતે ભલા અથોરનાનોંના દીલશોજ આગલાને હાલના વકીલવાળા સાહેબોનું અપમાન નથી કીધું ? કે આવી યાદગારને સંગીન સેવા બજાવનાર દસ્તુર–

કુમાનાઓ માટે નગુણા એકદર તેઓ છે? અને તે સેવાઓના આંખ વિચામણા કરી સ્તુતીના સદગુણોને બદલે "માહુ-માહુ" ને "ટાઢક" ના તોહમત? કે જ્યાં વાજબી રીતે વહા, વહા, ના ઉદગારો, લાએક સુદર સેવા અને તે પણ કટોકટના બર વખ્તની અનુપમ, તેની દલીલો દેખાડવા કાજે આ "ટાઢક" પ્રકર્ણની બાબત લંબાવી છે! ને હવે પછી લંબાસે! તેટલા આપણા નાહ્લાદારૂઓએ શું શું સેવા (!) બજાવ્ય તેનું હાલ તુલીકનુ વર્ણન કરૂં તો કદાચ ધરતી પણ ધ્રુજે, જેના સર્વે પુરાવા હવે પછીના અંકમાં વીગતે વર્ણવશું: તેટલા આ ઘણી થોડી ટુંક બીના વાંચનારને તોલ કરવા રજુ કરીશ, ને તે વર્ણવવા ને આ નાલ્લાદારૂના ચોપાન્યાનો જવાબ મારે પ્રકટ કરવા આગમજ હમારા મહેરબાનો મારો વીમો ઉતરાવી રાખવા ભલામણ કરતા રહ્યા છે. કે જેમ ભાહુતી લખનાર જોડે. નાહ્લાદારૂએ આ કમ તરીન માટે પોતાના ચોપાન્યામાં કશો બી ખ્યાલ યા ખોફ ખોદાનો યા કાંઇ પણ જુઠી નાલેશી બદનક્ષી બાકી રાખી નથી, તેમ આગળ પાછલનો વીચાર કશોએ કર્યો નથી. તેઓ કદાચ ભાહુતી મારાઓ કને મારો હવે નીકાળ કરાવી નાખે! અને તે બાબે તા૦ ૨૨-૨-૨૫, ને દીને એક મોટાં પાક મકાનના મેળાવડાની મોટી મીજલશમા પણ બા-પોકાર બોલાયું છે! પણ મારો યાર ખોદા પાક છે. ફિર્દોશીની બયેત મને હિંમ્મત આપેચ કે

> કેરા યાર બાશદ ખોદાવંદે પાક
> ઝહાન ગર સવદ દુશ્મનફિરા ચબાક

અર્થ:-ખોદાવદે પાક જો તહારો યાર (નેગહેદાર) થાએ તો, પછી આખખી દુન્યા તહારો દુશ્મન થાએ તો તે શું કરી શકે? (કંઇજ નહી)

સંત કબીર પણ આને મલતુ જણાવેચ.

> "જીતને ગગનમે તારે ઇતને શત્રુ તેરે હોએ,
> જો કિર્પાભઇ ભગવાનકી તો બાલ ન ઉખડે કોએ."

## નાહ્લાદારૂઓની સેવા (!) આગલીને હાલની.

ભલા વાંચનાર નાલ્લાદારૂની સેવા (!) ઓનું જો હું વર્ણન લખું તો તે પ્રકરણ કમતીમાં કમતી એકસોથી પણ વધારે સફા રોકે એટલું વિશાળ છે; માટે હાલ તો તેની નોંધજ લેવી પુરતી છે, હવે પછીના પ્રસંગમાં વીગતે વર્ણવીશ.

ઓએ દેવાની હડતાળ ને અંતશ બેહરામની આલુદગીનું આળ, તેમ પાક દરેહમહેરના કુવાઓને રીમન કર્યાનું વરણુન આગળ આપણે જોઇ ગયા.

નાલ્લાદારૂઓની કાર્ય રીતી એટલી કફોડીને કાતિલ હતી કે, તેઓની સતાવની નહિ સહન થવે કેટલા બધાં કદમી મોબેદ કુટુંબો અમલ પુરાતન કદમીનાં શેહનશાહી થઇ ગયા, કેટલાકો પરદેશ ચાલી ગયા આજેજ થઇને. તેમ કોઇક ગીરફતાર ને ગમગીન રહી પરેશાન થયા, તે પરેશાનીને હયેરાની કેટલી દયાજણુક તે હવે પછી વરણવીશ, તેટલા નોંધ તરીકે ઘણીજ ટોડી ટુંક તફશીર વરણુવીશ. અને તે પણ નાલ્લાદારૂ કુટુંબનાજ લેખમાંથી પ્રથમ મલેચ.

મોબેદ ધનજીશા નસરવાનજી નાલ્લાદારૂએ સને ૧૯૦૭ ના સાલમાં નાલ્લાદારૂની વંશાવળી સાથનું એક નહાનુ ચોપાન્યુ નામે " ખુને પડી રહેલા અવસ્તાના ભણુતરેઃ." જે ચોપાન્યાને પાણે ૫) મે નાલ્લાદારૂનુ વંશાવળી પત્રક આપ્યું છે. જ્યા વંશાવળીના નામોના ખુલાસા આપ્યા છે, આ માહેલો નં૦ ૩) જાનો ખુલાશો તે નાલ્લાદારૂ લખે છે, જે નાલ્લાદારૂના ડોશાભાઇના નામ બાબે નીચે મુજબ છે.

" ૩–એવણુથી એવણુના વંશોને મમદ વારાથી સઘળા ઓળખે છે તે આજ સુધી, કારણુ તે હદ બહાર જીદ મમદ કરનારા હતા, અને વળી **પોતાના કુટુંબીઓથી કંટાળી ધંધા બાબતમાં લાચાર થઈ પોતાના છોકરા ફરદુનજીને શહેનશાહી આતશ બેહરામ સાહેબના હેરબુદ કરવાથી** એ વંશ હજુ સુધી શહેનશાહી હોવાથી ઘણાં લોકોને એ ખાનદાન જુદુ હશે એમ જણાય છેજી."

આપણા જવાબની બાબતના નાલ્લાદારૂએ આગલાથી, ખુદ તેમના કુટુંબીપર પાડેલા હાદેશાની લાચારીનો આ ઉપલો પુરાવો ! ને તે પણુ એક નાલ્લાદારૂનોજ લખેલો છે !

## આ મુજબનો બીજો દાખલો !

મરહુમ મોબેદ ફરદુનજી માણેકજી માકાશ્યાર, જેઓ અત્રેના શહેનશાહી આતશ બેહરામમાં એક અથંગ અભ્યાસી એરવદ થઈ ગયા છે, જેઓના બાપદાદા અસલથી પુરાતન કદમી પંથના હતા, અને મજકુર ફરદુનજીના બાવા પર તે વેળાના

નાલ્લાદારૂઓએ એટલો સીતમ પાડયો કે તેથી આજેજ થઇને પોતાના બેટા ફરદુનજીને શેહનશાહીમા નાવર કીધા, જે બાબેનું વર્ણન જાણીતાં "અસોર નાન નામા"ને પાને ૫૨૪) માં તેઓના વૃતાંતમાં આવેલું છે; અને તેના બોલતા જીવતા પુરાવા રૂપમાં હાલ તેઓના બુઝરોગ બેટા એરવદ કેખશરૂ પોતાના બપાવા પર પાડેલા નાલ્લાદારૂના હાદેશાની હકીકતનું વીગતે વર્ણન કરે છે.

## ઉપલાંને મલતોજ ત્રીજો દાખલો !

મોબેદ ડોશાભાઇ ખરશેદજી ઓલયા, અથવા (મનચેર માકાનાં) જેઓના વડવા અસલથી કદમી પણ કદમી આતશ બેહરામ ખાતે રહેતા નાલ્લાદારૂઓની સતાવણીથીજ ડોશાભાઇને કદમીને બદલે શહેનશાહીમાં નાવર કીધા, જેઓના બેટા મોબેદ શાપુરદારૂ ઓલયાએ આ બાબે શરે બજારમાં ૫-૭, ગ્રહસ્થોની હાજરીમાં ઉપલી વીગત વર્ણવી છે. તેમ તેઓના બીજા ભાઈ ફરામરોજ પણ ઉપલા હાદેશાનું વર્ણન આપે છે. આ બોલતા જીવતા પુરાવા છે.

વધુ પુરાવા બીજા અનેક છે. ખુદ હમારા કુટુંબના એરવદ ખાન બહાદુર એદલજી ભીખાજી દસ્તુર-કુમાના મુંબઈની ગવરમેન્ટ કરનસી બેંકના ખજાનચી, અને તેઓના ભાઈ એરવદ ફરામજી ભીખાજી ચીફ પોલીસ ઇન્સ્પેકટર C. I. D. જેઓના મરહુમ બાવા એરવદ ભીખાજીથી નાલ્લાદારૂઓની સતાવણી નહી સાંખી શકવાથી, આ પોતાના બંને બાહોશ બેટાઓને મોબેદીમાંથી બાટલ કરીને અંગ્રેજીમાં નાંખ્યા; આ દીશામાં મજકુર બંને ભાઇયો એવા ઝળકીને ઉગા આબાદ થયા કે, જીંદગીના પાછલા દીવસમા રૂ૦ ૪૦૦) ના પેનશન પર રીટાયર થઈ રહ્યા ત્યારે, પોતાની બચગીની નાલ્લાદારૂઓની વર્તણુંકનું વર્ણન કરતાં ખુશ થઇ બોલતા કે, આવા જુલમનો જો અનુભવ નહી થયો હતે તો મારા બાવાને આજે હમારી ને હમારા કુટુંબની હાલતમાં જે આર્થીક ઉન્નતી થઇ તે કદાચ નહી થતે. ૧૯૨૦, ના શાલમાં મરહુમ એરવદ ખા૦ બા૦ એદલજી કુમાનાની પાસે હાલના એક નાલ્લાદારૂ કુટુંબનો જવાન્યો, તેઓના સાન્ટા કુઝનમાં રહેવાના બંગલામાં, બેંકમાં નોકરીની ભલામણ મેળવવા ગએલો તેઓને મરહુમ ખાન બાહાદુરે પોતાની બચગીમાં નાલ્લાદારૂના જુલમનું વર્ણન કરેલું જે, આજે બોલતા પુરાવા રૂપમા છે.

આ, તો ગઇ સદીને ગયા જમાનાના નાલ્લાદારૂઓના જોરને જોરૂની માત્ર ટુંક તફસીર છે, પણ તેની વીગતોના વર્ણનનું તો દળદાર દફતર થાશે.

ચાલુ જમાનાના નાલ્લાદાર પોતાના ચોપાન્યાને પાને ૩૦, મે જે દમડાટીથી હમુને "ઢંકાએલી બીનાઓને ઉઘાડવા મેદાનમાં" ખેંચવાનું લખ્યું છે. **કાચનાં ઘરમાં રહી કીલ્લા પર પત્થરો ફેંકનારનો જે હાલ થાએ, તે પોતાને હાથેજ પોતાના માટે કર્યું**, જેમ પવિત્ર મકાનના કુવાઓને રીમન કરનારાઓને પોતાનીજ રીમનીનું ભાન નહિ રહ્યું, જે આગળ આપણે જોઇ ગયા, તેમ કુમાના દસ્તુરોની ખોટી નીંદા "માહુ-માહુ"ને "ટાઠક"ની જુઠી દેખાડવા જતા તો આ અને હવે પછી તેના પુરતા જવાબો દેન્યા જોશે.

ઓ ભલા વાચનાર ! આ પરથી ઢડો લેવાનો છે, કે બીજાઓને માટે ખોટી રીતે બોલવાથી આપણી ખરી ખામાઓ ખુલ્લી થશે, માટે પ્રથમ પોતાનો ખ્યાલ કરી પછીજ દરેક વીચાર કરીને કદમ ભરવું, નહિ તો કવી કહે છે તેમ 'બે-સુઝ' બનસું.

"અંઓરનકુ કુછ કહે અપના કુછ ના-સુજ,
જુઠ નિંદા **નિર્દોશનકી** અપની અયેબ બે-સુઝ."

## ચાલુ જમાનાના નાલ્લાદારની સેવા ( ! )

ચાલુ જમાનાના નાલ્લાદાર અને તે હવે દસ્તુર ! નાલ્લાદાર, જેઓ પોતાના ગયા જમાનાના બપાવાની કીર્તીનાજ તખ્ત પર બીરાજી તે જમાનાના પોતાના મોટા બાવાને ગોયા જીવતા કર્યા છે. ' તેઓ મુરબ્બી દસ્તુર મહેરવાનજી નાલ્લાદાર, જેઓ બાબે પ્રસંગોપાત ટુંક તફશીરજ હાલતો રજુ કરીશ, (વીગતે વર્ણન માટે મને ઘણાજ સફા રોકવા પડશે.) જેમ કરતા આસા રાખશું કે કંઇ મારા કમીના લેખની શુભ અસર થાએ, ને જ્યા કચરો ને કડવાસ પડી રહોય ત્યાં, ડહાપણનો મીઠાશને સેવાનો સુવાસ વ્યાપે.

હાલના નવા નાલ્લાદાર કુટુંબમાં **પહેલ વહેલાં દસ્તુર** મહેરવાનજી સાહેબની સેવા (!) જેમ આગલા નાલ્લાદારથી કેટલાં કુટુંબ કદમીના શહેન-શાહી થયાં જે આપણે જોઇ ગયા. હાલના દસ્તુર નાલ્લાદારએ તે કીર્તી જાળવી ! આજે ઘણા ખબરદાર લાએક યોઝદાથ્રેગરો બોએમાથી નીકળી ગયા છે. ૨-૩ અથંગ બોએવાલા સુરતથી સદાના વસવાત તજી મુંબઈ જઈ ત્યાંના પાક મકાનોની સેવામાં સુખ પામે છે, તેઓ

શા માટે સુરતનું પાક કદમી આતશ બેહરામ નમ્રતાથી છોડયું ? તે હું લખું તે કરતાં તેઓ આજે હૈયાત સાહેબોને પુછવાથી ખાતર જમા જવાબ મળશે, તેમ હાલ આતશ બેહરામમા નવા ઓએ દેવા કેમ નથી આવતા ? આજે ચાર લાએક જવાનો છે. છતાં કેમ નથી આવતા ? જેઓ આતશ બેહરામની બહાર સહવારના છ થી રાત્રે નવ વાગ્યા તુલીક વેઠ કરે છે, અને આતશ બહેરામની ઓએમા રહી જે માન અને આરામથી મેળવી શકે તે કરતાં બી બહાર કમતી કમાની પર શા માટે સુખ સંતોશ માનેચ ? અરે ચાલુ વર્ષમા નવા વધવા જોઇએ તે બદલ ચાર બે શા માટે નીકળી ગયા છે ? એકશો વર્ષની મુદતોમા નહીજ બનેલું પાક આતશ બેહરામની ઓએ કુવારા મોબેદોને નહી દાખલ કરેલા તે, નવા નાલ્લાદારૂની દસ્તુરીમાં આતશ બેહરામની સ્થાપણા પછી ૯૪, વર્ષે શા કાજે કરવું પડયું છે ? ને હવે તો પેલા નાલ્લાદારૂથી ઘણાજ અકરાએલા કુમાના જઇફ જોદ્ધા બમનજી દસ્તુરને જો એકને બાદ કર્યે તો, ઓએ માટે હવે સવા આગળી પર ગણાએ એટલાજ ને તેબી ફકત નાલ્લાદારૂઓજ બાકી રહ્યા છે, પાક મકાનના માનવંત મુત્વલી સાહેબોને વીચારવા જોગ વખત આવ્યો છે. ! જ્યા ડજનબંધ ઓએવાલા હતા, સર્વે કુટુંબના ત્યા હાલ એકજ કુટુંબ જે કુટુંબે ઓએની હડતાળ પાડેલી ને અટકી ઓએ દેવાના રૂ૦ ૫) માગેલા બુઝર્ગને જાણીતી બાના છે.

## નહાન્યા જમવા શા માટે નહી આવતા ?

આજે ગયાં ૨૫) વર્ષો પર કદમી સર્વે મોબેદો બાળ બચ્ચાં જોડે એક સુફરે જમતા નહાન્યા, તે જમવાને પાક આતશ બહેરામમાં શા કાજે નથી આવતા ? ગોયા નહાન્યા સદાજ કોણના કારણથી નીકળી ગયાં ?

## નિરંગદીન; નાવર કયાં છે ?

આજે ગયા સાત વર્ષ થયાં કદમી આતશ બેહરામમાં એકબી નિરંગદીનની ક્રિયા શા માટે નથી થતી ? અને સર્વે કદમી મોબેદો પોતાના બેહદીનોને ત્યાંની નિરંગદીનની ક્રિયાની મજબુત માંગણી છતાં, કોણના **બનાવતી ઉભા કરેલા ખોટા જુઠા હકની** સામે સર્વે મોબેદોએ "સત્યાગ્રહ" આજતુલીક અખત્યાર કર્યો છે ? કેટલાકોએ ન છુટકે શહેનશાહીમાં કરાવી છે, તેમા એક બાઇએ તો ૫ થી ૬, શેહનશાહીમાં સોપી ! પાક મકાનના માનવંત મુત્વલી સાહેબો, **નિરંગદી બાબેના ઉભા કરેલા તદનજ જુઠા ને બનાવતી ઉભા કરેલા કહેવાતા હકની**

શું તપાસ નહી કરે ? ને તેનો ફડચો નહી કરશે તો ભવીષ્ય કાળમાં મહાવરાની ગેરહાજરીમા કદાચ ભુલીબી જાએ, તે શું બનવાજોગ નથી ?

શા માટે સર્વે કદમી મોબેદો ૧૯૧૭માં નવી સ્વતંત્ર અગયારી સ્થાપવા એકદીલ થયા ? નવી નાહ્નાદારની દસ્તુરી પછીજ ! એક ખાતું કે સંસ્થાનો નવો ને જો સારો વડો નીમાએ તો તે ખાતાંને ખોટમાંથી ઉગારીને નામીચું ને નફાવાલું કરી શકે છે, જ્યારે આ નાહ્નાદારની દસ્તુરીનું સરવાયું શું દેખાડે છે ? તે વાંચનારે વીચારી લેવું !

અરે કયાં ગયો તે ! મરહુમ કદમી દસ્તુર રૂસતમજી મોબેદજી દસ્તુર કુમાનાની કારશાજીનો વખત, કે જ્યારે સર્વે કદમી નહાના મોટા એરવદ સાહેબો પાક કદમી આતશ બેહરામમા સહાંજે મળતા જ્યા કદમી ઉપરાત શહેનશાહીના પણ સાહેબ્તા મોબેદોની ગોયા એક પવિત્ર મંડળી રોજ મળતી. અરે ! આજ ત્યા શું છે ? "બડા ઘર ઔર ભૂતકા દર" અરે ! ક્રિયા માટે આવનાર કદમી મોબેદો ! "કયારે ભણતર પુરૂં થાએ કે વહેલા ચાલી જઇએ" ની આજે ત્યા ઉતકંઠા, આ સઘળુ કોણાથી થયુ ને શાથી ? આ સર્વેને થોડો બલાપો થાએ તેવું છે ? આપાણું પુરાતન ઇરાન જે બાએ પણ પેલા મહાન શાએર "ફિર્દોશી" એ પણ પોકાર્યું છે, કેઃ—

"ચુ બીશાહ તહી માનદ અજ નરરે શેર,
શઘલાન બબીશહ દર આયદ દલેર."

**અર્થઃ**—જ્યારે સિંહ જેવા મરદોથી આ જગલ ખાલી પડયું, ત્યારે કોહલા, શીઆળો અહી જગલમા બહાદુરી બતાવવા આવે છે

ભલા વાચનાર ! આ ઉપલી ટુંક તફશીર, નાહ્નાદારોની છે, જ્યારે તેની તુલોતવીલ તવારીખ રજુ થશે ત્યારે તો ગંભીરપણે ગઆર કરી કરી શકશો, કે આ નામવર નાહ્નાદારૂઓએ, કદમી પંથને ને પાક આતશ બેહરામને સિદ્ધી કે આડકત્રી દખલ પુગાડીચ યા સેવા બજાવી છે કે ? તેનું તોલ કરવાનું બનશે ! આ પેલી કહેવાતી "ટાઢક" ને "માહુ-માહુ" નામીચા નાહ્નાદારૂથી કે કમતરીનો દસ્તુર કુમાનાઓથી ? તેનો હાલે આ અદના જવાબ છે.

## હડધુત થએલો દસ્તાવેજ કે દસ્તુરઇ ?

નાહ્નાદારૂ પોતાના ચોપાન્યાને પાને ૩૮, મે કુમનાના દસ્તુરને શેઠ વકીલ સાહેબે કરી આપેલા ને વળી બીજા ખુદ નાહ્નાદારૂઓ આગેવાનો એ કરી આપેલા દસ્તાવેજ નહી સહન થવે તેને "હડધુત થએલો" લખે છે.

આ દસ્તાવેજ જો "હડધુત" થતે તો તેની નકલ સુરતના સરદાર દાવર મોદીજીને ત્યાં નહીજ થતે, ને સમસ-ઉલ-ઓલમા ડો૦ જીવનજી મોદી જેવા તેને પોતાના પુસ્તક "આંકેટીલદુ પેરૉં અને દસ્તુર દારાબ"માં નહિજ પ્રગટ કરતે, "અથોરનાન નામાં" ના કર્તા તેને પોતાના આ નામવર નામામાં નહિજ નોંધતે. તેમ 'જામે જમશેદ. ને 'પ્રજામિત્ર પારશી,' પેપરોમાં તે નહિજ છપાતે. તેને કોણે 'હડધુત' કીધા તે દેખાડવું હતું ?

પણ એ વિષેશણ તો હાલને સમયે ખુદ નાલ્લાદારૂની ૧૦ વર્ષોની આગમજની કોશેશના પરીણામે માગી મેળવેલી, દસ્તુરીને શું આબાદ નથી લાગુ પડતું ? કે જે દસ્તુરી હજી થઈ પડીજ નથી. આ દસ્તાવેજ નાલ્લાદારૂઓને ડંખીને બહુ દલગીર કરે છે, તેથીજ તેની નકલ ઉતારનાર વિદ્વાન તે જમાનાના એક આકેલ કામેલ ઉસ્તાદ એરવદ રૂસતમજી બેહરામજી આઇબાડાને ગંભીર ગેરઇનશાફથી લખે છે, શું આ દસ્તાવેજ (Fordge) બનાવટી છે ! જો એ બનાવટી હોએ તો **અસલ દસ્તાવેજ પ્રગટ કરી તેનું ખોટાઇં દેખાડવું હતું ?** માત્ર ગાળ ભાંડવાથી મુદ્દા સીદ્ધ થતા નથી ! આ નાલ્લાદારૂ પોતાના ચોપાન્યાને પાને ૩૨-૪૮-૪૯-૫૭-૬૪-૬૫-૬૭-૭૩-૭૪મા તો આ દસ્તાવેજનું ખરાપનું કબુલ રાખે છે, ખાસ ગાળ ભાંડવા કાજે કોઇકમા સીદ્ધિ રીતે તો કોઇકિ આડકત્રી રીતે, તેમ વળી ખરી કબુલાતમાં કુદરતી જકડાઇ જતા તેને પાછો પલતાઇને પાને ૪૭-૫૨-૫૩-૫૪-૫૫-૭૦,માં 'જુઠો'ને 'બનાવટી'ને ઉભો કરેલો ફોર્જડ વીગેરે લખે છે. ભલા વાંચનાર ! આવું એ હુન્દી રીતે એ મુખી જબાનને લખીને જાહેરમા આપીને સમજુ વાંચનારાઓમાં ઓર હાશી પોતાની કરાવી છે. અને મરહુમ એરવદ રૂસતમજી આઇબાડા જેનાં લખેલાં "રાસ્ત નામના" ઉપકારમાં કે જે "રાસ્ત નામા"ના એક પુરા લેખમાં નાલ્લાદારૂના બેહસ્તી ભલા મોબેદ સોહરાબજીની જે સ્તુતી ગાઇ છે તેના ઉપકારી અવેજમા, હાલના આપણા નાલ્લાદારૂ, ઘણા વિદ્વાન તે નેકનર અશો આઇબાડાને ઘણા નાલાએક વિષેશણથી વગોવીને પોતાના ખમીરનું ને ગુણ પર અવગુણ ગાવાનું દુન્યાને દેખાડી, હમો કદમી મોબેદો શાંથની પણ આવીજ ગેરશલુકાઇ છે તેનો સંગીન પુરાવો રજુ કરી સમજદારોને તોલ કરવાની ઠીક તક આપી છે. આ રીતે સત્ય શું છે ? ને સહાલેસંઇ કેહવી ને ક્યાં છે ? તે આપો આપ પ્રગટ પાડે છે !

## શું દસ્તાવેજના સમ્યે સસરા જમાઇનું નાટું હતું ?

ઉપર મેં આપેલા નાલ્લાદારૂના ચોપાન્યાના પાનાના નંબર આંકથી વાંચનાર જોશે કે ૯) ઠેકાણે દસ્તાવેજ ખરા હતા તે તો પોતેજ કબુલે છે. હવે જ્યારે દસ્તાવેજો ખરા હતા તો પછી વળી "સસરાજીની સીફારસમા જમાઇરાજ આઇબડાએ કીધેલું લખાણ," અને વળી "ફોર્જડ" ને "બનાવટી" ને 'ઉભુ કરેલું," કેમ થયું ? તે તો વાંચનાર વીચારશે, અને આ જાણી જોઇને ખોટું લખાવ્યુ છે તેનો ખ્યાલ તો નીચલા ખુલાસાથી થશે.

મરહુમ વીદ્વાન રૂ૦ એમ૦ આઇબાડાએ પોતે પોતાની નોંધનું મોટું જે દફતર છે, તે જ્યારે આખ્ખું પુરૂં લખાઇ રહ્યું તેનો તેમા રોજ માહ્ય લખે છે. રોજ ર૬, મો મહા ર, જો સને ૧ર૦ર, તા૦ ૨૫, નવેમબર ૧૮૩ર (જુઓ આકેટીલદુ પેરોં અને દસ્તુર દારાબ પુસ્તક પાનુ ર૮ર) આ ઉપલો રોજ માહ ને તારીખ તો દફતર પુરૂં થયું જે ર૦૩) પાનાનું ફુલ સાહીજનું તેની નોંધ છે. ત્યારે દસ્તાવેજ તો તે વર્ષની અનેક વર્ષ આગમજ તેમા નોંધાએલો અને દફતર પુરૂં થયું ત્યારે તો તેઓના પહેલાં ધણીયાણી હૈયાત હતાં જેઓને પેટના જેઠા દીકરા જે પાછળથી મોબેદ શેઠના સોહરાબજીના નામથી તેમ સીંગાણુપોર ગામના પંથકી હોઇ જાણીતા થઇને ૭૬, વર્ષની ઉમરે આજથી ગયાં ર૦) વર્ષ પર ગુજર પામ્યા તેઓનો જન્મ થએલો, જે મરહુમ એરવદ રૂ૦ એમ૦ આઇબાડા પહેલી વાર તો "નવાઇ" ના કુટુંબમાં પરણેલા જેઓના પેહલા જાયા નશીની મજકુર એરવદ શેઠના સોહરાબજીની ૬-૭ વર્ષની ઉંમર હતી ત્યારે સને ૧ર૦૪, ના શાલમા યાને દસ્તાવેજની નોંધનું દફતર જે લખાઇ ને ૧ર૦ર) માં તો પુરૂં થએલું ત્યારબાદ ત્રણ વર્ષે પ્રથમના "નવાઇ" કુટુંબના ધણીયાણી ગુજર પામ્યાં જ્યાર બાદ ૧ર૧૩, ના શાલમા યાને નોંધનુ દફતર લખાઇને પુરૂં થવા પછીથી ૧૧, વર્ષની મુદ્દત બાદ, દસ્તુર મોબેદજી કુમાનાને ત્યાં બીજી વાર પરણ્યા !

ભલા વાંચનાર ! આ ઉપલા ચોખ્ખા ખુલાશાથી જોશો કે, આ મુજબે આઇબાડા કુટુંબને કુમાના કુટુંબ શાથે સસરા જમાઇની સગાઇતો, દસ્તાવેજની વર્ષો આગમજ જ્યારે કસોબી સંબંધ નહીંજ હતો. ત્યારેજ યાને દસ્તાવેજની નોંધનું દફતર લખાઇ પુરૂં થયા પછીથી ૧૧) વર્ષ

બાદ, આફ્રબાડા-કુમાના, સગા થયા છે; આપણા નાલ્લાદારૂ પોતે કસીબી તલાસયા પોતાની ભલી તોફયતને તાળું દઈને, **આ તદ્દન જુઠું** લખાવે છે કે "જમાફ રાજે સસરાજીની સીફારસમા લખ્યું" આપણ એઓના અનેક જુઠાણામાનુ આ જુઠું લખ્યું છે કે કેમ ? તે ભલા વાંચનાર હવે વીચારશો. ને તોલ કરશો !

## દસ્તાવેજ નાહ્લાદારૂઓએ લખી આપ્યા અગાઉ કોઈ બી નાહ્લાદારૂના ક્રીયા ભણતર કરનાર ગુજર પામ્યા નથીજ ?

રોજ ૧ લો મહા ૮ મો સને ૧૧૯૧, ને દીને, કદમી સમશાત મોબેદોને નામે ને ખાસ તેમા આગેવાન તરીકે તે સમયના ભલા નાહ્લાદારૂઓએ **ઉસ્તાદ દસ્તુર સોહરાબજી રૂસતમજી કુમાનાને, તેઓ જેમ ફરમાવે તેમ,** આતશ બેહરામની ક્રીયામા સામેલ થવાને રૂ૦ ૧ ) ના સ્ટાંપના કાગળ પર ચાર જણાની શાક્ષી સાથે કબુલતનું કરારનામુ કરી આપ્યું છે. જે દસ્તાવેજો હવે ઘણા જાણીતા થએલા હોવાથી હાલ અત્રે આપવાની જરૂર નથી. એ દસ્તાવેજો " આકેટીલદપેરો-અને દસ્તુર દારાબ " નામના મહા વીદ્વાનને હાથનાં જાણીતા પુસ્તકને પાણે ૨૯૬-૨૯૭, મા છપાયેલા છે. તથા પેલો પ્રખ્યાત પોથો " અથોરનાન નામા " ને પાને ૮૦૪-૮૦૭ મે પણ પ્રકાશે છે. નાહ્લાદારૂઓએ કરી આપેલા કરારના આ દસ્તાવેજમા તેઓના **"છોકરાઓ"** પણ બીરાજે છે, અને તેની તો હાલના નાહ્લાદારૂઓ પોતાના ચોપાન્યાને પાણે ૩૯, મા આ મુજબે નોંધ પણ લે છે ત્યાં લખે છે:-

" મજકુર લાફનમા તો ખુલ્લું છે કે 'મોબેદ નસરવાનજી તા૦ સોરાબજી જમશેદજીના છોકરા. "

ભલા વાંચનાર અત્રે આપણા નાહ્લાદારૂ જે દસ્તાવેજને 'બનાવત' ને 'ફોર્જર્ડ' લખી ગયાતા તેને તો ગાળ દેવા કાજે હવે સ્વીકારે છે, આ મુજબ તો પોતાના ચોપાન્યામાં દસ્તુર-કુમાનાઓ પર ખોટું આળ અને તદન ઉપજાવેલા ઓરંગાને ગાળ આપવા માટે તો મેં આગળ આંક. પાણાના આપ્યા છે ત્યાં ૯, ઠેકાણે દસ્તાવેજનુ સહીપનુ સ્વીકારી, દુન્યાને ખોટો ખ્યાલ ને જુઠી બનાવતથી બનાવે છે, અને તેમ કરતા **દસ્તાવેજ થએલા કબુલીમે લખે છે. પાણ ૫૭, માં.**

"બીચારા...સોરાબજી જમશેદજી નાહ્લાદારૂના તેના ઉપર આવી પડેલી કુદરતી મહાભારત આફતો, જેવી કે ભવિષ્ય માટે સારી આશા આપતા એક પુરા દીકરા તથા ભત્રીજા અને બીજાઓ કે જેની મદદથી મજકુર પાક કેબલા પરથવાની પવીત્ર ક્રીયા ટુંક જનથી જોરથી પુરી કરવાની......... તે આધાર રાખવા લાયક જનનું જોર તુટી ગયું જવાન મદદગારો ગુજર પામ્યા."

ભલા વાંચનાર, નાલ્લાદારૂનું આખું જુઠું ચોપાન્યું જુઠી વીગતોથી ભરપુર છે, તેમાં આ ઉપજાવેલા ઉપલા જુઠા ઓરંગાની તપાસ માટે જોશો કે, દસ્તાવેજમાં તો મોબેદ સોહરાબજી નાલ્લાદારૂના "**છોકરા**" કરી સાફ લખેલું છે અને તેની આપણા નાલ્લાદારૂ એક તરફ નોંધ પણ લે છે, ને વળી પાછું લખે છે તે "દીકરા ને ભત્રીજા ગુજર પામ્યા" આ મુજબ પોતે શું લખાવે છે તે વલી તેથી ઉલટો ખોટો ખ્યાલ ને બનાવટી બુતટો ઉભો કરે છે કે "ગુજર પામ્યા"

યાદ રાખવું કે દસ્તાવેજ, જે દીને **થયા તેની આગમજ** નાલ્લાદારૂના કુટુંબના **ક્રીયા ભણતર કરનારા કોઈબી ગુજર પામેલા નહીજ,** એ તો ખુદ દસ્તાવેજી દલીલ તે દસ્તાવેજો પોતે રજુ **કરે છે**! તેમાં નાહ્લાદારૂઓના '**છોકરા**' ખુલ્લું લખેલું છે! અને જ્યારે **છોકરાઓ હૈયાત છે, તેઓના નામની નોંધ ખુલ્લી થએલી છે.** તો પછી '"ગુજરી ગયા **ને આફત** પડી" વીગેરેનું એક ઉપજાવેલું જુઠાણું પ્રગટ કરીતે તે પર ગોયા એક ભંડારણ કુટવા બેસે તેવો ખોટો જુઠો રૂદન પાટલો પોતાના ચોપાન્યાને પાને પાને રડવાથી જુઠી બીના કદી બી સાચ્ચી ઠરી શકતી નથી.

## દસ્તુરી દેવતના દાણાં જાણકારોને ગણાવી દીધા.

ભલા વાંચનાર, આપણે નાહ્લાદારૂનું ઉપલું જુઠું લખેલું ઘડી ભર કબુલ કરીએ, તોએ વીચારશો કે એક પાક આતશ બહેરામ ઇજ્નિે બરપા કરવાનું, જે આપણી દરેક મોતેબર ક્રીયાઓમાં સઉથી મોટામાં મોટી મહાન ક્રીયા જે ૭, થી ૮, સાહેસ્તા પાક્કા મોબેદોની જોડને બીજા તેમાંના અડધા ફાલતુ મોબેદ જોઇયે, ( જે બાબે મોટા વિદ્વાન દસ્તુરના મત મારી કને મોજુદ છે. ) યાને સઘળા મળી કમમાં કમ ૨૦ ) મોબેદોની ફોજ વણા જે સઉથી મોટામાં મોટી અવ્વલ દરજ્જાની ક્રીયા તે, શું એકાદ નાહ્લાદારૂ બાપને તેના બે બેટા ને એક બીજા ત્રણ મળી થઈ શકે? જે મહાન ક્રીયા કંઇબી

ખાંચા વના એક વર્ષના અરસામાંજ પુરી કરવાની જેમાં યજશને ૧૨૨૫, તેમ વંદીદાદ ૧૨૨૪, તથા વીસ્પર્દ ૬, અને ભારી કદાકુટ ભરી તરતીબે ૧૬, જાતના આતશોને ૯૮૧, વખત ગાળીને પાક પાવ કરવા વીગેરે અનેક જંજાળ ભરી બારીકી, ને ચાલુ રાત્ર ને દીવસોની જંગી જેહેમત ને રંજ તે શું ત્રણ યા ચાર જણથી કદીબી બને? આવા ઓરંગા જુઠા અડાવી દેતા હાલના દસ્તુર નાલ્લાદારૂજીએ પોતાની દસ્તુરઇનું દૈવત કેટલું પોતામાં છે? તેના દાણાં, જેઓ આ મહાન ક્રીયા આતશ બહેરામની કેટલી થાએ તેના જાણકારોમા વેરી નાખી, પોતાની પરીક્ષા કરાવીને શું હાંસી નથી કરાવી?

આવી મહાન ક્રીયા માટેના હેવાલના પુસ્તકોમાં ભાર દઇને જણાવ્યું છે, જે પાકા પ્રવીણ વિદ્વાન દસ્તુરની સંભાળ ભરી દેખરેખ વના આવી ક્રીયા નહીજ થાએ, તો.

## સુરતના શેઠ વકીલના આતશ બહેરામ કયા વિદ્વાન દસ્તુરની દેખરેખ ને આગેવાનીમાં થયા?

**દસ્તુર સોહરાબજી રૂસતમજી, કુમાના** જેઓ તે જમાનામા જાણીતા વિદ્વાન હતા, એઓએ તે વેલાના જાણીતા 'શહેરે ઉસ્તાદ' દસ્તુર રૂસતમજી બેહરામજી સંજાણા જેઓ મહા વિદ્વાન હતા, અને અનેક દસ્તુરો આગેવાન અથોરનાનોને તાલીમ આપેલી તેઓના હાથ નીચે, આપણા દસ્તુર સોહરાબ કુમાનાએ દીન આઇનની પુખ્ત તાલીમ એટલી હદની સપુર્ણ લીધેલી કે, પોતાના "શેહરે ઉસ્તાદ દસ્તુરે" તેઓના ખાનગી દફતરમા તેની નોધ લીધીચ, ને પોતાના સઉથી ચુનંદા ચાર ચેલા જે ઘણા જ્ઞાની થએલા તેના ખાસ નામ લખેલા, તેમાં આપણા **દસ્તુર સોહરાબ રૂ૦ કુમાના** એક છે. (જુઓ દસ્તુર પેસોતન બેહરામજી સંજાણાનું જન્મ ચરિત્ર પાનું ૩, જુ) આવાદીન આઇનના એલમગીર આલા ઉસ્તાદના ચુનંદા ચેલા જેઓ પોતાના જ્ઞાન એલમની સંપુર્ણતા બાબે, પોતાના ઉસ્તાદની ગોયા સરટીફીકેટ ધરાવનારને તે વેળાના કદમી અંજુમનના વડા માનવંત મુખી દસ્તુર હતા. જેઓની કદમી આતશ બેહરામ બાંધવાની વર્ષો આગમજ, તે પાક આતશ બેહરામ બરપા કરાવનારા બુલંદ તાલે સાહેબો દઓલત શેઠ **પેસતનજી કાળાભાઈ વકીલે કદમી અંજુમનના વડા દાખલ** દસ્તુર સોહરાબ કુમાનાની

રજા લીધી હતી. (જુઓ પારસી-પ્રકાશ પુસ્તક ૧, લું પાનું ૧૬૨,) આ જગ જાહેર બીના છે. અને એજ દસ્તુરની આગેવાનીમા સદરહુ આતશ બેહરામ બરપા થયા તેના જેમ દસ્તાવેજો છે, તેમ તમામ તવારીખના પુસ્તકોમાં નોધાએલા પુરાવા પુરતા છે. (જુઓ જાણીતું અથોરનાન નામાને પાને ૮૦૪, થી વીગતે વરણુન તેમા ખુલ્લું સર્વે તકરારી સવાલના ફેંસલા શાથે આવેલું છે.)

આટલી બધી દલીલને પુખ્ત પુરાવા છતા જો તે ખરી બીનાની સુર્યના પ્રકાશ જેવી રોશની કોઇકની આખ જોઇ નહિ શકે તે બાબે આપણે શો મુજાકો, આ બાબે શેખ શાદી લખે છે.

"ગર ન બીનદ બરૂજ શબ પરે ચશ્મ,
ચશ્મએ આફતાબરા ચે ગોનાહ."

અર્થ:—અગર એક (ઘુવડયા) કાણુ ચીમોડયું ( Bat ) પોતાની આંખોથી રોશન દિવસને જોઇ નહિ શકે તો તેમા સુર્યની રોશનીનો શું કસુર" ?

આપણા નામવર નાલ્લાદારૂઓ પોતાના ચોપાન્યામાં તેમ વખત બે વખત પોતાની ખોટી અકાડઝીક કરી કાગળ અને શાહીનું નાહક નખ્ખોદ વાળી બીજા માનવંતની કિર્તી, આઇતી હરામ મેળવવાના જે પછાડા મારે છે, એટલીજ મહેનતને વખત જો તેઓ પોતાની નેકી માટેની ફર્જો અદા કરવામા, તથા એલ્મ, ધર્મ-જ્ઞાન. મેળવવા અને તે પાક દાદારની યાદ અરાધનામા ગાળે તો આ હૈયાતી આબાદ બને અને જીંદગી બાદ બુલંદ બેહસ્ત પામે.

"જેસા હેટ હરામપે વએસા હરીસ હોએ,
સીધા બઇકુંઠ ચલજાવે પલ્લો નપકડ કોએ." (કબીર)

દસ્તુર સોહરાબજી ૩૦ ફુમાનાની કારસાજીમાંજ સદરહુ પાક આતશ બેહરામ બરપા થયા, તે દસ્તાવેજો અને તવારીખના પુસ્તકો કહે છે, તેમ વલી સદરહુ આતશ બેહરામની તખ્તીમાં પણ નોંધાએલું છે. જેવું એક સરખું નામ મોબેદ સોરાબજી નાલ્લાદારૂનું હોવાથી, આપણા હાલના નાલ્લાદારૂ હાઇ પડીને તેમા પોતાના વડીલને ખેંચે છે. જે બાબે "કદમી આતશ બેહરામના દસ્તુરનો કિસ્સો" એ નામના મારા આગલાં ચોપાન્યામાં મે ખુદ મોબેદ સોરાબજી નાલ્લાંદારૂની સહીનો લેખ દેખાડયો છે, જે આતશ બેહારામ પર્થાયા પછી ચાર વર્ષે લખાએલું જેમા તે ભલા મોબેદ સોરાબજી નાલ્લાદારૂ, પોતાને મોબેદ હાથે જાતે લખે છે. આ નહી તુટે

તેવી દલીલના જવાબમાં અને પોતાના ચોપાન્યામાં **કદમી પંથના સ્થાપક દસ્તુર દારાબે** પણ પોતાને મોબેદ લખ્યું છે તેની બરોબર યાદ આપે છે.

## કદમી પંથના સ્થાપક પહેલા દસ્તુરે મોબેદ કયે સમયે પોતાને લખ્યું છે તેની તપાસ.

બેશક **દસ્તુર દારાબે**, મોબેદ દારાબ પોતાને લખ્યું છે પોતાના નામ આગળ, પણ તે કયારે ? કે જ્યારે તેઓની ૨૪) વર્ષની ઉંમર હતી ત્યારે પોતે લખેલા વંદીદાદના દફતરમાં 'ફારશી' 'પહેલવી' ભાષામાં કોલોફોન લખ્યોચ ત્યાં લખ્યુંચ (જે વંદીદાદનું દફતર આજે એક નવાઈ દાખલ પેરીસની નેશનલ લાયબ્રેરીમાં જાળવી રાખ્યું છે.)

ભલા વાંચનાર આપણા નાલ્લાદારૂ અત્રે પણ પોતાની તેહકીક તપાસને તર્ક કરી વાંચનારને ખાસ ખોટું ગોટું ખવાડે છે, તે આપરથી જોશો કે દસ્તુર દારાબ પોતાની ૨૪) વર્ષની ઉમરે કંઇ દસ્તુર નહી હતા. તેઓ કદમીના વડા દસ્તુર તો પોતાની ૪૮) વર્ષની ઉમરે ઇ૦ સ૦ ૧૭૪૫માં થયા હતા તેઓએ પોતાને મોબેદ તો ઇ૦ સ૦ ૧૭૨૨ના સાલમાં જ્યારે દસ્તુર નહી હતા ત્યારે લખ્યું છે. ( જુઓ આંકેટીલ, અને દસ્તુર દારાબ પુસ્તક પાનુ ૨૭૪,)

આપણા નાલ્લાદારૂ પોતાનો મુદ્દા સીદ્ધ કરવા આ એક ઉલટાજ ભરી મુકતી રજુ કરે છે. પણ અત્રે યાદ રાખવું કે **મોબેદ સોહોરાબજી નાલ્લાદારૂ** તો આતશ બેહરામ પરથાયા પછી ચાર વર્ષની મુદત બાદ અને પોતાના મરણની ત્રણ વર્ષ આગમજ, સાફ **પોતે મોબેદ હતા તે સાચ્ચું** પોતાને હાથે ને જગજાહેર છાપામાં પ્રસીદ્ધ કરાવી ગયા છે, (જુઓ "એબતાલે કબીશેઅજદીને બેહ". વર્તમાન પત્ર તા૦ ૨૮, મે ૧૮૨૭,ના અંકમાં. આ અંક હમારી કને જેઓને તપાસવો હોએ તેઓ માટે મોજુદ છે.) ભલા વાંચનાર, જે ધણી પોતે જાતે હાથે બા-પોકાર **મોબેદ** પોતાને લખી ગયા, જેઓનું નામ તવારીખના પુસ્તકોમાં તેઓના મરણ બાદ **મોબેદ** તરીકે મશહુર, જેઓનું નામ આજ તુલીક મોબેદ તરીકે લેવાતું રહેલું, આ સર્વમાન્ય જગજાહેર સાચ્ચી બીના છતાં, હાલના નાલ્લાદારૂઓ આ માટે જુઠા માનની મંમતી મગરૂબી ભરી તદન ખોટી રીતો અખત્યાર કરી સમજદારોમાં દીન-પર-દીન પોતાની વધુ અને વધુ હાંસી કરાવતા હસે ? ખોદા નેક બુદ્ધી બક્ષો ! રાસ્તી બક્ષો !!

નાલ્લાદારૂની દલીલોના ભાંગીને ભુકે થએલાં અને સડેલાં ગ્રાકટાનો એક પુરાવારૂપી ટેકો જડયો છે,! જે રજુ કરતાં પોતાના ચોપાન્યાને પાને ૭૧, માં, તેનું નીચે મુજબે વાજબી મથાલું કુદરતીજ પોતાની દલીલને લાએકતું થઇ ગયું છે, યા ખુદા!

**"તવારીખી મુદ્દાઓમાંથી મેળવેલા મેસના ટીલાં!"**

આજથી ૮૦ વર્ષ પર થઇ ગએલો ને જરથોસ્તી પાક ધર્મનો **વીરૂદ્ધી દુશ્મન તરીકે** ગણાઇ ગએલો, વીલસન પાદરીનું નામ આપણી કોમ-ધર્મના વીરૂદ્ધી તરીકે હજી પણ બુઝર્ગોને યાદ છે. જેણે આપણા પાક મઝહબની અનેક ખોડ ખાપણ કાઢી કેટલાક જરથોસ્તી જવાન્યાઓને વટલાવી ખ્રીસ્તી કર્યા હતા! અને તે કાજેજ તેને. " **ધી પારસી રીલીજન**" નામનું પુસ્તક લખ્યું.

## એ પુસ્તક કેવું છે ?

એ પુસ્તકમાં આપણી પાક દીનને સખ્ત રીતે ઉતારી પાડી તેની પર બહુજ ન છાજતા હુમલા કીધા છે. તે પુસ્તકને આપણા નાલ્લાદારૂ વધાવી લે છે.! આ નાલ્લાદારૂ સાહેબ પોતાના ચોપાન્યામાં જે પેટકે ખાતર કલહ બનાતા હું" હમને લખેચ તો ખરી રીતે આ કોણને લાગુ પડેચ? તે હવે વાંચનાર સાહેબ તોલ કરશો?

વીલસન પાદરીના આ વાધા ભર્યા પુસ્તકમાં કોઇબી સંભાલ ભરી તપાસ વગ્ણા, આપણા અત્તશ બેહેરામોની અલલટપ્પે વીગત લખી છે, તેમાં વકીલ સાહેબના આતશ બેહરામની ક્રિયા, મોબેદ સોહરાબજી નાલ્લાદારૂએ કીધી એમ લખ્યું છે. કબુલ મંજુર તેઓએ ક્રિયા કીધી એ કોણ ના પાડે છે? પણ ત્યાં એમ નથી લખ્યુ કે મજકુર મોબેદ સોહરાબજી નાલ્લાદારૂના વડપણ યા દેખરેખ કે ઉપરીપણામાજ ક્રિયા થઇ, યા તેઓને તે પાક મકાનના વડા દસ્તુર નેમ્યા હતા. એવુ મુદલ નથી લખ્યું! તેમ. **તેનું પુસ્તક તેહકીક ભરી તવારીખનું પણ નથીજ.**

## એ પુસ્તકનો શું હાલ થયો.

તે પુસ્તકમાં એક તરફી આંખ બંધ જોઇ અને આપણા પાક ધર્મની ન છાજતી ખોડ ખાપણને ગીલા ગુજારી કરી છે. અને તે જમાનામાં એ નાલાએક પુસ્તકના પાને પાનાની ખબર લઇને, આપણી કોમના

ધર્મ અભ્યાસીઓએ એટલી બધી ને એવી સખ્ત ખબર લીધી કે, ગોયા તેને દરેક ગુજરાતી પેપરોએ ને બીજા લખનારાઓએ આપણી કોમે ધુળ ધાણી કરી એક કોડીની કિંમતનું તે વેળા કરી નાખ્યું હતું, તેના લખનાર તે વીલસન પાદરીને, પોતાનું બેહુદ્દુ લખેલું એપુસ્તક પાછલથી એટલું બધુ ભારી પડી ગયુ કે, જેના નહી ધારેલા સુભ પરીણામે આપણો પાક મઝહબ ગોયા નવી જાગૃતીમા આવી ગયો, અને આપણી કોમમા ધર્મ અભ્યાશની હોંસને ઉલટનો ઉગાલો ને ઉછાલો થયો ને નવી રાસ્ત-રોશની બર્પા થઈ. તેના પુસ્તકના ઉપલા ફ્રેજની આપણી તવારીખમાં પણ નોધ થઈ છે. ( જુઓ પારસી પ્રકાશ પુસ્તક ૧, લું પાનું ૪૧૦,

આ મુજબે આપણા નાહ્લાદાર પોતાના મુદ્દાને મજબુતી આપવા જે દરીદ્ર દલીલ દેખાડવા પેહલા કુદરતીજ એઓએ મથાળું કાળા ટાઇપમા મુકયું છે, તે તદ્દન બરોબર છે કે " તવારીખના મુદ્દામાથી મેળવેલા મેસના ટીલાં " તે આબાદ એઓએ સાચી તવારીખ તો નહીજ પણ **"મેસના ટીલાં " જ મેળવ્યાં છે.** હમારા યાદગાર અમર દસ્તાવેજને જે હસદથી " હડધુત થએલો " વગર પુરાવે લખ્યો છે, પણ આ એઓની દલીલના " મેસના ટીલા " ને તો **આપણી આખ્ખી કોમે** કેવી **"હડધુત"** કરી છે ! તેના વીચાર તો હવે ભલા વાચનાર તમે કરી શકશો !

## સપેના મીનો અને ગનામીનોની ચાલુ લડત.

ભલા વાંચનાર આપણા પાક ધર્મમા ભલા સપેના મીનો તથા બુરા ગનામીનોની ચાલુ લડત બાબે વર્ણવ્યું છે, જે બાબે હું આ અદના લેખની શરૂઆતમા લખી ગયો છું.

આ કમતરીન દસ્તુર-કુમાનાને આપણા નામીચા નાહ્લાદારની લડતમા પણ આ બે શકતી કાય કરતી શું નથી દેખાતી ? દસ્તુર-કુમાનાની દલીલોના યાદગાર અમર દસ્તાવેજ્ને છે. તથા તવારીખના તમામ પુસ્તકોમાં તેની સાચ્ચી વિગતો છે, જે તવારીખી પુસ્તકો સર્વ માન્ય છે. તેમ ઠેઠ વેલાતની પ્રીવીકાઉનસીલે તેને સાચી વીગતની શહી તવારીખ ગણી પોતાની મોહોર મારી આપી છે. ત્યા **દસ્તુર સોહરાબજી રૂસ્તમજી કુમાના** દસ્તુર **નીજ આગેવાનીને વડપણમાં** સુરતના શેઠ વકીલના **કદમી** આતશ બહેરામ બર્પા થયા તે લખ્યું છે.

જ્યારે આપણા નાલ્લાદારૂઓ જે જુઠા દાવો આ બાબે પોતાનો રજુ કરે છે, તેને આખ્ખી આપણી કોમે ને આપણા ભણેલા વિદ્વાનોએ વખોડી વીખેરી નાખી છે. તે ઉપલી તપાસપરથી જોઇ ભલા વાંચનાર વિચારશો કે એકની દલીલ ભલા 'સપેનામાનો'ને હવાલે છે, જ્યારે બીજાની દલીલ બુરા 'ગનામીનો'ને કાલે છે. યાને કુદરતની કાર્ય કરતી બે શકતી ગોયા એકેક પક્ષમા વહેંચાઇ પડી છે.

## દ૦ મેહરવાનજી નાલ્લાદારૂ, પોતાના કયા કાકા બાવા કે બપાવાની દસ્તુરી પદ પર આવે છે ?

આપણા નાલ્લાદારૂ પોતાના જુઠા ચોપાન્યાને પાને ૫૦, માં વાંચનારને તદન ખોટો ખ્યાલ આપે છે ત્યા લખ્યુ છે

"......સોહરાબજી જમશેદજી નાલ્લાદારૂને કસા ફરજંદ હતાંજ નહી. કબુલ મંજુર, પણ તેમને નસરવાનજી અને ફરામજી નામના ભાઇઓ તો હતાજ અને તે ભાઇઓના નબીરાઓમાના........એક દસ્તુર મેહરવાનજી નહાલ્લાદારૂ કાકાની ગાદી માટે હકદાર નહીં ગણાએ કે ?"

પેહલા તો આના જવાબમા આ ખુલાશાની જરૂર છે જે, મરહુમ ભલા મોબેદ સોહરાબજી નાલ્લાદારૂએ આપણા દસ્તુર મહેરવાનજી નાલ્લાદારૂની ચદતી સીધી પેઢીના બાવા બપાવા કોઇને બી પાલક લીધા કે કીધા નથીજ, કે જ્યારે તેઓ ગુજર પામ્યા ત્યારે દ૦ મહેરવાનજીના બપાબાને તેમના ભાઇયો સમજદાર ઉંમરના હેયાત હતા છતાં, તેઓ પણોતા પુત (!) પારણામાથીજ બેહસ્તી સોહરાબજી નાલ્લાદારૂને નજર આવેથી પોતાના એક બીજાજ ભાઇના દીકરાનો બે વર્ષનો બાળક બેટો નામે નસરવાનજી જે પાછલથી મોબેદ નસરવાનજી પે૦ નાલ્લાદારૂ તે હાલના જાણીતા એરવદ ધનજીશાહ નસરવાનજી નાલ્લાદારૂના બાવાને બે વર્ષની ઉમરનાને પાલક કરી ગયા, જ્યારે દ૦ મેહરવાનજીના બાપાવા કે તેમના બાપ યાને દ૦ મેહરવાનજીની સીદ્ધી પેહડીના ચદતા વડીલોને કોઇને બી પાલક લીધા કે કીધાજ નથી ?

તેમ મોબેદ શોરાબજી નાલ્લાદારૂને, હાલના દ૦ મેહરવાનજી નાલ્લા-દારૂના બપાવા કે વડવા માટે અભાવ હતો તેઓની બચગીનીજ કાર્ય રીતી નાપસંદ હોવાથીજ એક બીજાજ ભાઇ ફરામજીના દીકરા પેસત-નજીના છોકરા બે વર્ષની નાહની વયનાને પાલક કીધો,

તેમ આ ભલા મોબેદ સોહરાબજી નાલ્લાદારૂએ પોતાનું વીલ-વશ્યટ કરેલું તેનો પણ ગેર ઉપયોગ થાએ એવી ધાસ્તીથી તે વેળા સરકાર કોર્ટ દરબારમાંજ રાખવા પોતે આપેલું, તેઓને તો હાલના દ૦ મેહરવાનજીના વડવા માટે માન યા વીશ્વાસજ કયાં હતો,? આ ઉપલી વીગત મુજબ દ૦ મહેરવાનજીની ચઢતી સીધી પેઢીના કોઇબી બપાવા કે તેમના ભાઇયો, તે વેળાના ભલા મોબેદ સોહરાબજી નાલ્લાદારૂના માનને વીશ્વાસ લાએક મુદ્દલ નહી ઠરેલો અને, ત્યાં પણ કશો હક્ક ઇલાકો નહીજ તે હક્કદાર હોએ તો તે બીજા છે, આતો "વચલો ઘોડો વાર કુદાવે છે" ! અને તે પર આડો પરડો પાડીને પોતાને **નાહક છતાં** હક્કદાર વર્ણવીને વળી શામે "કાકાની ગાદી માટે હક્કદાર" લખાવે છે.! વહા. વહા! જીવતા રહો!!

**દ૦ મહેરવાનજીના કયા કાકા બાવા કે બપાવાએ કોઇએ બી કયાં દસ્તુરઈ કરેલી?** કોઇ બી પુસ્વાર કરશો? ખોટી મોટાઇ શા માટે અને તે કાજે જુઠો ઝઘડો. આથી શું ઇજત વધે છે? યા ઓર હલ-કાઇ ખુલ્લી પડે છે! પેલી ૧૯૧૭, ના શાલની સેવકની ચેલેંજ હજી જેવીને તેવી ઉભી છે.

## ૧૯૧૭, ના શાલની જાહેર ચેલેંજ.

સાંજ વર્તમાન પત્રમાં, નાલ્લાદારૂની જુઠી દસ્તુરી બાબે તા૦ ૮ મી જુન ૧૯૧૭, મા લખાણ થએલું જેનો મજબુત રદ જવાબ આ કમતરીને એજ પત્રના તા૦ ૩જી આગસ્ટ ૧૯૧૭, ના અંકમાં લંબાણ આપી છેવટે એક ચેલેંજ આ મુજબ મુકેલી (આ તકરારી લખાણના જવાબે લોકનું બહુ ધ્યાન ખેંચેલું તે લખાણ જાણીતા અથોરનાન નામાને પાને ૮૧૯, થી જેઓને ખાહેશ હોએ તેઓએ જોઇ લેવું.) સમજદારો ને સાચ્ચા એતેકાદથી વીચાર કરીને મત બાંધવાની, તેમ નાલ્લાદારૂજીને ઝઘડો દફે કર-વાની ફરી ફરીથી તક આ ચેલેંજથી આપું છું. હજી તક લેઓ યા હઠ છોડો ને જુઠો ઝઘડો દફે દુર કરો.

# તે ચેલેંજ શું છે?

મરહુમ એરવદ શોહરાબજી જમશેદજી નાલ્લાદારૂ પોતે યાતો તેઓના કોઇ વડવા તેઓના જાયનશીન (તેઓ પોતે તો અપુત્ર હક થયા) **એટલે તેઓના કુટુંબમાં કોઇ બી કદમી દસ્તુર જાહેર રીતે થયા હોય તેની સત્તાવાર તવારીખી પુરવાથી** યા જાહેર નોંધોથી યાતો આખા સુરત શેહેરના હમકારના અપક્ષ મત આપનારા બુઝ્રેર્ગની ગવાહીથી, સ્વતંત્ર તદન અમુક પક્ષનાને તદન અપક્ષ ને માનવંત મત આપનાર સાહેબો, જો એમ મને દસ્તાવેજી દલીલોથી યા તવારીખી નોંધ યા દંત કથાથી સાબેત કરી આપે કે મરહુમ એરવદ સોહરાબજી જ૦ નાલ્લાદારૂ દસ્તુર હતા? તો, તે બીના **સહુકોઇથી સર નમાવીને** સેવક સ્વીકારવા તદન તઇયાર છે. એટલુંજ નહી પણ તેની તોજેસ દાખલ **અને મરહુમ** એરવદ સોરાબજી જ૦ નાલ્લાદારૂના પુણ્ય માટે તેની અશોયાદમાં **સુરતના** મરહુમ શેઠ વકીલના આતશ બેહરામ ખાતે થતી રોજ હમા અશો ફરો-હરની ક્રિયાનો ફંડમાં રૂા. ૧૦૦) **અંકે** એકસો બા ખુશીથી હું આપવા તઇયાર છું. અને તેમ કરતાં મને બેહદ ખુશી બરપા **થશે! સબબ મરહુમ** એરવદ શોહરાબજી નાલ્લાદારૂ માટે સેવકને બહુ માન છે **તેઓના અશો** રૂહ સાથે મને ગોયા પવિત્ર મોહબત છે!

## ઉપલી ચેલેંજનો ચળકાટ વધ્યો છે!

મારી ઉપલી ચેલેજનો ચચરાત, તેમ ચળકાટના ચમકારા વધી ગયા છે. તો તેની કિંમ્મત પણ હું હાલે વધારૂં છું. અને **ખોદાપાક શાહેદ છે.** હું ખોટી દમડાટી કરતો નથીજ, પણ આ ઉપલી મારી ચેલેંજ ઉપાડી શાબેત કરી આપે કે મરહુમ મોબેદ શોહરાબજી નાલ્લાદારૂ કે તે **નાલ્લાદારૂ કુટુંબના** કોઇબી ૧૯૧૭, ના **સાલ** આગમજ દસ્તુરી પદ જાહેર **રીતે** પામી ગયા **એમ** પુરવાર કરે તો રૂા ૧૦૦) નહી પણ **રૂા. ૫૦૦)** સુરતના શેઠ વકીલ સાહેબના પાક આતશ બેહરામ ખાતે **થતા** હમા અશોના ફરોહરની ફુલ અંજુમનની નઇયતે રોજ **થતી** ક્રિયાના ફંડમાં બાખુશીથી આપવા. જે ફંડ મારા વડવાએજ બરપા કર્યું છે; જેમા મારા મુરબ્બીજી બાવાએ રૂ૦ ૫૫૦૦) ઉપરની રકમ જુદી જુદી વીધીએ આપ્યા છે.

આ મારી ચેલેંજ ઉપાડી સહી મુદ્દાથી શાબેત કરવાનીજ માત્ર ખોટી છે. જેમ કરવાથી નાહ્નાદારૂઓના જુદા ઝઘડાનો આપ મેળે અંત આવે, જો શાબેત કરી આપે ને પછી હું રૂ૦ ૫૦૦) નહી આપું તો મને દસ્તુર કુમાનાની અઓલાદના નહી કહેવો ' મને માજદયશની પાક **જરથોસ્તી** નહી પણ દેવયસ્યની ને દુરવદ તરીકે જાહેરમાં જણાવવું ? આટલું આ માટે ખરીને બારજઇને મારે લખવાની એ જરૂર પડી કે, નાહ્ના-દારૂએ પોતાના ચોપાન્યાને પાને ૨૩, મે અથોરનાન ટોળવાને ચીડવવાની બાબામાં એક બવઇ, ચેલેંજ બાબે રજુ કરીને આખા અથોરનાન વર્ગ માટે ન છાજતી નિંદક મસ્કરી કરી છે ' તેમ કરી પોતે હવે અથોરનાનોથી માનની આશા રાખે છે ! જે ટોળાને મસ્કરીરૂપ ચીત્રાવી પોતે તેજ ટોળના દસ્તુર ગણાવે છે. ! આફરીન ! ! ખોદા ભલી તોફયત બક્ષો !!

મારી ચેલેંજ માટે ફરી ફરીથી બાર દઇને હું માનપુર્વક તક આપું છું, પણ યાદ રાખવું ! દાખલા તરીકે જણાવીશ કે સુરતના કદમી પાક આતશ બેહરામની સામેના ઘરધણી મરહુમ શેઠ પેસતનજી રતનજી કંટ્રાકટર અથવા મેવાવાળા કરી રહેતા, તેઓને મીત્રો તેમના "ઓનરેબલ" કરી કહેતા ને "ઓનરેબલ" નામથીજ ઓળખાતા તેથી કઇ તેઓ, નામ-દાર ગવરનરની કાઊનસિલના ધારાસભાના મેમ્બરો ખરી રીતે "ઓનરે-બલ" કહેવાએ છે. તેમ ધારાસભાના ઓનરેબલ સરકારી કાઊનસિલર કંઈ મેમ્બર **નહી ગણાએ ?**

તેમ વળી સુરતના બીજા મરહુમ શેઠ પેસતનજી સોરાબજી હોડીવાલા, જેઓ જાણીતા વકીલ કુટુંબના વેહવઇ તેઓને "નવાબ સાહેબ" કરી કહેતા તેથી કઈ તેઓ સુરતના કે બીજા ગામના નવાબમાં નહીજ હતા, તેમ ગણાએ નહી '

આ ઉપર મુજબ કંઈક કોઇ બોલે યા તો લખે તેને સત્તાધારી બાબતનું વજન નથીજ, તે મુજબજ આપણા નાહ્નાદારૂ જીઓ ઉંફમાં આવી કંઈ વધુ છબરડા કરીને પાછા પોતાની દસ્તુરીના ડાડા નહી ગણાવે ! તે તપાસને અંતે છુપું નહીજ રહેસે. પછી ભલે પોતાના ઘરમાં બધાનેજ દસ્તુર ગણે ને પોતેજ પોતાને હાથે છબીઓ પર "દસ્તુરાને દસ્તુર લખી પોતેજ વાંચે ને મનમાં મગન થાએ, પણ તે સમજદાર જાણકારોના તુચ્છકાર ભરી હાંસી પામે છે. તેનો એક દાખલો રજુ કરીશ.

# મોબેદ શાપુરજી નસરવાનજી નાલ્લાદારૂની સબી તેઓની કલ્પીત દસ્તુરીને *(Fair)* ફેર ફેજ !

મરહુમ વિદ્વાન શેઠ મરઝબાન મનચેરજી **મરઝબાન** બારીસ્ટર-એટ લો, જેઓએ "ધી પારસી ઇન ઇન્ડીયા" નામના તવારીખી **બે** ગ્રંથ **૧૫**, વર્ષોની મેહનતે રચ્યા છે, જેના **બીજા** ગ્રંથમા સર્વે દસ્તુરોની મળી શકતી સબી તેઓના વર્ણન સાથે આપી છે. મુરતના શેઠ વકીલના કદમી આતશ બેહરામના દસ્તુરની સબી તેઓએ તેમના મિત્ર શેઠ નવરોજી બમનજી વકીલ મારફતે મંગાવી જે, હાલના નાલ્લાદારૂ દ૦ મહેરવાનજીએ પોતાના વડીલોની સબી આપી, અને તે શેઠ નવરોજી વકીલની ભલામણસાથે, વિદ્વાન શેઠ મરઝબાન બૅરીસ્ટર પર ૧૯૧૬ ના જુલાઇ માસમાં મોકલી. જે સબીઓ ૫-૬ મહીને પાછી આવીને ભરમમાજ તેઓએ જણાવ્યુ કે સબી કામમાં નહી આવી. આ વાતની જ્યારે મને. પાછળથી ખબર પડી ત્યારે તે વિદ્વાન શેઠ મરઝબાનને પુછાવ્યું જે "મજકુર સબીનો ઉપયોગ શા માટે નહી થયો ?" જેના જવાબમા તેઓએ મને તા૦ ૨૧, મી ફેબ્રુઆરી ૧૯૧૭, ને દીને નીચે મુજબ લખ્યુ છે:—

"જે બીના તમારી જાણમા આવી છે કે શેઠ વકીલના કદમી **આતશ** બહેરામના "**પંથકી**" ની સબી મને મોકલવામા **આવી** હતી, **પણ** પાછળથી મને ખબર મલી કે **એ સાહેબ કંઇ ખરા દસ્તુર નહી પણ માત્ર "પંથકી" હતા.** તેથી જો કે સબી ઉપરથી મેં એક બીબું (જસતનુ) ચોપડીમા છાપવા પૈસા ખરચીને તૈયાર તો કરાવ્યુ, પણ પાછળથી ઉપલી બીના જાણમા આવવાથી તે મેં રદ કર્યું.'

ભલા વાચનાર હવે આપ તોલ કરશો, આપણા નાલ્લાદારૂજી પોતાની દસ્તુરીનો નકલી ગીલીટનો સિક્કો, હાથ ચાલાકીથી બજારમાના કોઇક બોચ્યા પાસે ચલાવી દે છે. પણ તે જ્યારે ખરા નાણાવટી કે કસોટીયાના હાથમાં જઇ પડે છે, (સુદ્ધા તવારીખ-નવેશકને) ત્યારે આપણે ઉપર શેઠ મરઝબાન બારીસ્ટરના દાખલાથી જોયું તેમ તે રદ થઇ ને કોડીની પણ કિંમ્મતનો ગણાતો નથી ! આવા હમને જાતી અનેક અનુભવ હોવાથીજ હમો હમારી ચેલેંજ મજબુત મુસ્તાકીથી મુકતા હમને લેસ ભાર આંચકી લાગતી નથી, સબબ હમારો રસ્તો સિધ્ધો-સાચ્ચો, ને સાફ છે !

ને સચ્ચાઇને પાળનારનો તો ખુદા પાક દોસ્ત છે, અને સાચ્ચે રસ્તે જનારો કદીબી ભુલો પડનાર નથીજ, એક સાએર આને મલતુંજ લખે છે.

"રાસ્તી મુજબે રજાએ ખોદા દોસ્ત,
કસ ન દીદંમ ગુમ શુદ અજ રાહે-રાસ્ત."

અર્થ:—"જે સચ્ચાઇને પાળે ને ખુદ ને રાજી રાખવા માટે ખોદાનો દોસ્ત છે, કોઇબી શખ્સ સચ્ચાઇને રસ્તે જતા ભુલો પડેલા મેં કદીબી જાણ્યો નથી."

આપણા નાદ્દાદારના ચોપાન્યાની ઘણી બાબતો બાકી રહી છે, ખોદા પાક મારો યાર ને મદદગાર છે, તો બાકી રહેલી બીનાઓના અનેક જુઠાણા ને ભોપાલાં હવે પછીના મારા અંકોમા ઘણું નવું જાણવાનુ તેમ ધડો લેવા જોગ રજુ કરી શકીશ, તેમ કરવા માટે ખુદા પાકની ગેબીથી મને મળતી મેહરે-મદદથી હું તાજ્જુબ થાઉ છું, અંતઃ-કરણમા સમાવી ન શકું એવો મોટો મંન સંતોશ બરપા થાએ છે, જે મારા હૈયાને ગોયા છલા-છલ ભરી નાખે છે. જે માટે તે દાદાર પાકની સેપાસ ને શુકર મનશની ગવશની કુનશનીથી અદા કરૂં છું.

આ પેહલો અંક પુરો કરૂં તે આગમજ, પેલો નાદાન છોકરો નાદ્દા-દારનું ચોપાન્યુ "પ્રગટ કરનાર" હવે આ બાકુતી લખનાર પાસે લખાવેલું ચોપાન્યુ, જેનો હવે લખનાર થઇ બેસે છે. અને તે પોતાના ચોપાન્યાને પાને ૭૫, આ મુજબ લખે છે.

"આ લખાણ લખ્યું છે તે મારા મુરબ્બીજી પીતાજીની જાણ બહાર તેઓના હોકમનો અનાદર કરી આ કામ કીધું છે. કારણ એક વખતે મેં એઓ મુરબ્બીજીને એસારો કીધો હતો કે તમો કાંઈ કરો તો કરી શકો એમ છે. પણ તેના જવાબમા "મે અત્યાર વેર કાંઈ કીધું નથી ને હવે કાઇ કરવા માંગતોએ નથી. મારે માટે બીજા મહેરબાન દીલસોજ સાહેબોએ ઘણું કીધું છે આમ તો શું હાલના જમાનામાં શહેનશાહ, વાઇસરોય તેમજ બીજા અનેક જાહેર પુરૂષો માટે શું નથી લખાતું ને શું નથી બોલાતું તો ત્યારે મારા જેવા એક કમતરીન મોબેદ માટે બોલાય તો તેમાં નવાઇ જેવું શું છે? માટે આ વિષે મારે કશું કરવું નથી." હવે હું પહેલાં મારા મુરબ્બીજીની દરગુજર ચાહીશ. કારણ મેં આ કામ એઓના ફરમાન ઉપરાંત થઇ કીધું છે. તે માટે એઓ મુરબ્બીજી મને દરગુજર કરે એવું હું માગી લઇશ."

ભલા વાંચનાર! આ છોકરો 'સોરાબ' મે. નાલાદારૂ પોતે લખનાર તરીકે ભાડુતી દાવાદાર! એક તો પોતાના મુરબ્બાજીના હુકમનો અનાદર કરી લખે છે. આવું જણાવે છે ને દર ગુજર મુરબ્બાજીની ચાહે છે ને તેઓના મુરબ્બાજી એજ, ચોપાન્યા પોતાના બેટાઓ પાસે બધે પોતે મોકલાવે છે. દીકરો લખે છે શું? ને મુરબ્બાજી કરે છે શું. ત્યારે એમા સાચ્ચું કોણ? તેમ મુરબ્બાજી તો "કશું કરતા ગિનત નથી" વર્ણવેચ તો આ જુઠી ઝુબેસના ઝગડાના ગુંચડા, ને ખોટા ખ્યાલોના ખેખરો-એખરો, આ નહાના નાદાન છોકરાને કોણથી-ક્યાથી મળ્યો? કે જે છોકરાને દુન્યાદારીની દુકાનમાં કુદરતે હાલેજ દાખલ કીધો છે. આ કમતરીનના પેટ પર જેટલા બાળ છે તેમાના અરધા બી તેની મુછ દાઢીએ નથી તો આ તકરારી તુરંગા ને જુઠા ઓરંગા તે ક્યાથી ઉપજાવી લાવ્યો? આ એ, લખે છે અને મુરબ્બાજીના હુકમનો અનાદર કરે છે."

વાંચનારને બચ્ચા સમજી આપણને શીખવે છે! એ કરતા તો બેહતર એજ હતું કે આવું નહીજ લખતે લખાવતે, અને તેથાબી વધારે બેહતર તો તેજ ગણાતે કે નાલ્લાદારૂના ચોપાન્યા માટે સમજદાર વાચક વર્ગે મત બાંધ્યું છે તેવું કંઇ છેક્ષે સેહેજબી સાચું લખતે તો કંઇક પણ સારૂં ગણાતે જો નાલ્લાદારૂ કે જે નીચે મુજબ:—

(હમે જે જે લખાવ્યુ છે, તે કસો બી ક્યાસ કર્યા વીના થઇ ગયું છે. સબબ હમારી કને કશા પુરાવા તેમ દલીલ કે હમારા હમકલામ ભાઇઓની દીલસોજી આ સર્વેની કમનશીબે હમારા બાઝમાં ગેરહાજરીના પરીણામે, હમારી સ્થીતી સંજોગમા થયું છે. આપણે ભુલને પાત્ર ઇનશાન કોઇથીબી કદાચ એમ ભોગજોગે બની જાએ તેવું થઇ ગયું છે.)

જો ઉપર મુજબ છેલ્લી આટલી લીટી બી સેવટે પોતાના ચોપાન્યામા નાલ્લા-દારૂજી સાચ્ચી લખાવતે તો આખ્ખા ચોપાન્યામા આટલી બી સાચ્ચી લીટી લખાવા પ્રગટ કરવા માટે, કંઇક ઉદાર દીલે થોડામાં થોડી સચ્ચાઇ માટે બી આપણે કંઇક માનથી મુબારકબાદી આપતેજ! છતાં તક મલસેજ. ઇન્શાલ્લા! ઘણું જ્ઞાન ડહાપણ બક્ષો!!



# છેવટે ભલી મુરાદ ! નેક આશીર્વાદ !

ખોદા કરે ને હવે પછી બી આપણુને, એઓ સાહેબને જાનો-જીગરથી મુબારકબાદી આપવાની તક મલે ! ને એઓની પહેલી દસ્તુરીનો ડગમગતો પ્રથમ પાયો, તેને આપણ સર્વે સાથે મળીને, આબાદીમાં આણી શકીયે! ભુતકાળના કાળા કડવાસને, એઓ સાહિત્ય સેવા સન્દે સાહેતામાં ફેરવીને સુવાસને માયાળુ મીઠાસમાં મુકી શકે ! જે માટે હજીબી મોડું નથી.

આપણી ભારત ભૂમીમાં "વાલમીક ઋષીનો દાખલો પડેલો છે જેણે પોતાની પહેલી અવસ્થા લુટફાટ, ખુન, મારફાડમા કહાડેલી. જેણે પોતાની પાછલી અવસ્થામા જીંદગીનું સુકાન સુકર્મમાં ફેરવી મોટો મહા ઋષીને "રામાએણુ" જેવું પવિત્ર પુસ્તકનો રચનાર થયો, ને 'ઋષી' દાખલ અમર નામે રહી ગયો, તો તે વાલમીક ઋષીની પુર્વે અવસ્થાની હદમા છેક સમાતાં કંઈ કાયો નથી? નાહ્યાદારૂજીના જેથી આપણ અનેક ભલી આસા સાથે દુઆ ચદાશું ! ફરી ફરીથી ચદાશું ! કે કાળી પાટી પર લખાએલા લેખો ને હવે એવા સુવાસના મઘમઘતા ભીના કપડાંથી લુછી નાખવાની તક આપે ! ને ભવિષ્યમા સોનેરી સફા સુકિર્તી એઓ સાહેબની ના લખાએ ! ને, સારા સદગુણુ બેટાઓ તેમ અઓલાદ ભવિષ્ય માટે મુકી નામવર નસીબ બરપા કરે !! આમીન !!!

અવસ્થા:—"ઉશ્તા અહમાઇ યહમાઇ ઉશ્તા કહમાઇ ચીત વસે-ક્ષયાંસ મજદાઓ દાયાત અહુરો ઉતયુઇતી તેવીશી ગત તોઇ વસેમી અષેમ દેરેદ-યાઇ તત મોઇ દાઓ આર્મઇતી રાયો અષીશ વંઘહેઉશ ગએમ મનંઘહો."

અર્થ:—આબાદી અથવા સુખાકારી તે શખસને હોજો, જેનાથી બીજાઓને સુખ પોંહોંચે ! પોતાની મરજી પ્રમાણે રાજ કરનાર હોરમજદ ઉપર જણાવેલા પરોપકારી માણસને તંનદરોસ્તી તથા કૌવત બક્ષો ! રાસ્તી પકડી રાખવાને માટે, ઓ હોરમજદ ! તારી પાસેથી હું તે તંનદરોસ્તી તથા કૌવત બચીત માગુ છું. આર્મઇતિને લીધે ઓ હોરમજદ ! તું મને સંપત્તિ, નેક આશીર્વાદ તથા ભલાં મનની જીંદગી બખશ." !!.

(ઉશ્તવદ ગાથા, હા. ૪૩, ફકરો, ૧, કાંગા.)



દો દસ્તી બર આવોર ઝે જાનો ઝે દેલ,
કે કારી બીશ્ન નાયદ અઝ દસ્તે ગેલ.
સરે ગેલ મકુન સુયે હક બર ફરાઝ,
સરે દેલ બોકુન તા શવી સર-ફરાઝ.

અર્થ:—"તારા જાન તથા દિલથી (યાને પાક નયત તથા અંતઃકરણથી) તારા બેઉ હાથ નમનતાઇથી ઉંચા કર, કારણકે ખાલી હાથે કાંઇબી કામ પાર પડી શકે નહી."

નહિ કે તારૂં ખાલી માથું, પણ તારા અંતઃકરણ હૈયાંના દિલનું માથું ખોદા તરફ ઉંચું કર, કે તેથી તું બુલંદ દરજ્જાનો સર-ફરાજ થાએ."

(દસ્તુરાને-દસ્તુર, મુલ્લાં-ફિરોજ)

---

# બની શકે ત્યાં તુલીક નેકી કરો !

બન શકે તો નેકી કરના પ્યારે, આખિર તો હય મરના;
અએસી કરની કર લે પ્યારે, ફિર ચોર્યાસીયેં નહિ ચરના.

ધન જોબનકે પુર જોશમેં, ઈતના નહિ ઉછલના;
યે દો દીનકી હયે હસમત સારી સાહેમરો કુંઝુ દરના.

જાન બુજકે રહા બદીપે, પ્યારે કદમ નહિ ધરના;
ભજો ભગવાન ઔર ખુદા રામકો, ભવસાગર યેહિ તરના.

"સંત કબીર."

છપાવી પ્રસિદ્ધ કરનારઃ

**એરવદ, એરચશા બમનજી દસ્તુર-કુમાના.**

ઠે૦ કણપીઠ, ખાડ બજારને નાકે:

**કદમી જુની કુમાનાની અગીઆરી-સુરત.**

---

સુરત લીમડા ચોકમા આવેલા મગનલાલ વનમાળીદાસના
“દેશી મિત્ર” પ્રેસમાં નાથુભાઈ દેવચંદે છાપ્યું.